નાગેન્દ્રકૃતિ પ્રમથગણકાણિશ્રેણિનંદીન્દુમુખ્યં સર્વસ્વં હારયિત્વા સ્વમથ પુરાભિદિ દ્રાક્ષણીકર્તુકામે સાકૂતં હેમવત્વા મૃદૂલહસિતયા વીક્ષિતાયાસ્તવામ્બ લાયલાઈલલ્લાઅસિવલ્ગહરિનટ ઘટીતાણ્ડવં નઃ પુનાતુ વિભૂશિતાનંગરિપૂત્માંગા સદ્યઃ કૃતાનેકજનાર્તિભંગા મનોહરોત્તુંગચલત્તરંગાગંગા મમાંગાન્યમલીકરોતુ ઈમાં પીયૂષલહરીં જગન્નાથેન નિર્મિતામ્ યઃ પઠેત્તસ્ય સર્વત્ર જાયન્તે સુખસંપદઃ

## ઇસ્લામ કા જન્મ

એકેશ્વરવાદકી કલ્પના તીન હજાર વર્ષ સે ભી અધિક પુરાની હૈ. સબસે પહલે ઇસકા ઉલ્લેખ આજ સે ૩,૦૦૦ વર્ષ પહલે રચે ગએ મિત્ર કે દેવતા અમીન કી સ્તુતિ મેં મિલતા હ. પુરાને લોગ યહ વિશ્વાસ કરતે થે કિ સામાજિક વ્યવહાર ઔર વ્યક્તિગત આચાર કે નિયમ ઈશ્વરકૃત હૈ. એક ઇશ્વર કી કલ્પના સૃષ્ટિ કી રચના કી કલ્પના સે જુડી હુઈ હૈ. ઓલ્ડ ટેસ્ટામેંટ (ઇસાઇ ધર્મ કી પુરાની પુસ્તક) કા સૃષ્ટિ રચના સુક્ત ૯નસ્સિ ૧) સૃષ્ટિ રચના કી સબસે પ્રાચીન વ્યાખ્યાઓ મેં હૈ. ઓલ્ડ ટેસ્ટામેંટ કે એક્સોડસ ૩ (જિસે મૂસા કા ઇલહામ ભી કહતે હૈ) મેં સબસે પહલે દૈવી ઇલહામ ઔર મનુષ્યોં કે બીચ ઉસકે દૂત ભેજને કા ઉલ્લેખ હૈ. ઔર ઈશ્વકા દૂત ઝાડી કે બીચ સે અગ્નિ કી જ્વાલા કે રૂપ મેં પ્રકટ હુઆ. તબ ઇશ્વર ને ઝાડી કે બીચ સે ઉસકો પુકારા ઔર કહા-મૂસા ? મૂસા મૈં હું તેરે પિતા કા ઈશ્વર, ઇબરાહીમ કા ઇશ્વર, ઇસહાક કા ઈશ્વર ઔર યાકૂબ કા ઈશ્વર. મૈં તેરે સાથ હું ઔર યહ નિશાની હોગી કિ તુઝે મૈંને ભેજા હૈ. જબ તું અપને લોગોં કો મિસ્ત્ર સે નિકાલ લાએગા, તબ તુ ઇસ પહાડ પર ઇશ્વર કી ખિદમત અદ્વિતીય હૈ ઔર સચ્ચી સ્વતંત્રતા 'ઇશ્વર કી ઇચ્છા' કા પાલન કરને મેં હી હૈ. ઉન્હોંને ઇશ્વર ઔર મનુષ્ય કે બીચ દૈવી કરાર ઔર મનુષ્ય જાતિ કે ઇશ્વર સે સૃજન ઐર ઉસકી ઇચ્છા કે અનુસરણ કે સિદ્ધાંત કા ભી પ્રતિપાદન કિયા. ઇસકે સાથ વહ વિશ્વાસ ભી થા કિ જબ ઘોર સંકટ કે સમય કહીં સે ભી આશા ન રહ જાએગી તબ યહૂદી જાતિ કે પુરાને ગૌરવ કા ઉદ્ધાર કરને કે લિએ નએ પેગમ્બર યા મસીહા કા પ્રાદુર્ભાવ હોગા. ક્રમશઃ યહુદી ધર્મ કે આચાર કા વિકાસ હુઆ ઔર ધર્મ હી ઉનકા જીવન બન ગયા. ઇસા કો ભી ઉન્હોનેં મસીહા માના, મગર ઇસા ને ઈશ્વરરીય નિયમ કા નયા અર્થ કિયા ઔર ઇશ્વર સે પ્રેમ તથા મનુષ્ય કી સેવા કો સચ્ચે ધર્મ માના. ઉન્હોંને સુન્નત કી રસ્મ કા ભી ખંડન કિયા. નતીજા યહ હુઆ કિ યહુદિયોં ને ઉનકો સ્વીકાર નહીં કિયા ઔર ઇસાઇ ધર્મ અલગ ચલા.

મુહમ્મદ સાહેબ ભી ઇસી પરંપરા મેં થે ઔર ઉન્હોંને દાવા કિ અલ્લાહ ને ઉનકો ભી અપના સંદેશવાહક યા પૈંગંબર બનાકર ભેજા હૈ જૈસે ઉનકે પહલે કે પૈગમ્બર ભેજે ગયે થે. મગર ઉનકે સમય કે યહુદિયોં ને ઔર અરબ ઇસાઇયોં ને ઉનકી નહીં માના, ફલતઃ ઇસ્લામ ભી અલગ મજહબ કે રુપ મેં ચલા.

મુહમ્મદ સાહબ કા જન્મ મક્કા મેં ૫૭૦ ઇ. મેં હુઆ થા. ઉનકે પિતા યે અબ્દુલ્લા ઇબ્ન અબ્દુલ મુત્તલિવ. ઉનકા જન્મ પિતા કી મૃત્ય કે બાદ હુઆ થા. અરબ લોગ ઉસ સમય રૂપ (બાઈજેન્ટીન) ઔર ફારસ કી બાદશાહત કે અધીન થે દો સામ્રાજ્યોં મેં બટે હુએ પશ્ચિમ ઔર પૂરબ કે અરબ કબીલે લગાતાર આપસે મેં લડા કરતે છે. કુછ એક હદ તક સ્થાનીય શાસન મેં સ્વતંત્ર થે. સહરોં કે અધિકાંશ લોગ ભિન્ન ભિન્ન દેવતાઓં કે ઉપાસક થે. મક્કા ઔર તૈફ કે લોગ અલ-લાત )(સૂર્ય), અલ ઉજ્જા (શુક્ર), મનાત (સૌભાગ્ય) આદિ અનેક દેવી-દેવતાઓં કો પૂજતે થે. જિનકી મૂર્તિયાં, મક્કા કે બડે મંદિર 'કાબા' મેં સ્થાપિત થી. ઇસ કારણ મક્કા મેં હર સાલ બડી તીર્થયાત્રા હોતી થી. જિસસે વહાં કે વ્યાપારી બડે માલદાર બન ગયે. મક્કા

કે ઔર દૂસરે લોગ ફરિશ્તેં ઔર જિન્નો મે ભીં વિશ્વાસ રખતે થે.

દેવપૂજકોં કે અલાવા અરબોં મેં યહૂદી ઔર ઈસાઈ ભી થે. યહૂદિયોં કી મુખ્ય વસ્તી હેજાજ મેં થી. યાત્રિબહ શહર મેં ભી યહૂદિયોં કો કાફી સંખ્યા થી. આર્થિક દ્રષ્ટિ સે યહૂદી કાફી સંપન્ન થે, મગર રાજનીતિ મેં ઉનકા મહત્વ બહુત કમ થે. ઈસાઈ ઈધર ઉધર બિખરે થે મગર ઉનકા રાજનીતિ મેં ઉનકા મહત્વ બહુત કમ થા. ઈસાઈ ઈધર ઉધર બિખરે થે મગર ઉનકા રાજનીતિ મેં પ્રભાવ જ્યાદા થા. ઉન્મેં ભી ગ્રીક આર્યોડાક્સ, જૈકોબાઈટ ઔર નેસ્ટોરિયમ આદિ કઈ સંપ્રદાય થે. ગૌર-યહૂદી ઔર ગૌર ઈસાઈયોં મેં કુછ એકેશ્વરવાદી ભી થે. મૂર્તિપૂજા નહીં કરતે થે ઔર ધ્યાન આદિ આધ્યાત્મિક સાધના મેં વિશવાસ રખતે થે. ઉન્હેં 'હનીફ' કહતે થે. ઈસસે યહ જાહિર હોતા હૈ કિ સાતવી સદી મેં અરબસ્તાન મેં ઈસ્લામ કે રૂપ મેં સુદ્ધ એકેશ્વરવાદ કા ઉદય કોઈ આકસ્કિમ ઘટના ન થી.

મુહમ્મદ સાહબ મક્કા કે પ્રભાવશાલી કુરૈશ કબીલે કે બની હાશિમ ઘરાને કે થે. કુરૈશો કે હાથ મેં દેશ કા વ્યાપાર થા વે મક્કા શહર કે શાસન ઔર ધર્મ કે અધિકારી થે ઔર 'કાબા' કા ઈન્તજામ ઉન્હીં કે હાથ મેં થા. બચપન મેં મુહમ્મદ સાહબ ને વ્યાપારી કાફિલોં કે સાથ દૂર દૂર કી યાત્રા કી થી ઔર સામ (સીરિયા) ભી ગયે થે. છોટી હી ઉમ્ર કે કરીબ વહ અપને સે ઉમ્ર મેં ૧૫ સાલ બડી ખદીજા નામક અમીર બેવા કે વ્યાપાર કે ઈન્તજામકાર હુએ. બાદ મેં ઉનકી ઈનસે શાદી હુઈ ઓર દો બેટિયાં હુઈ જિનકી શાદી હજરત ઉસ્માન ઔર અલી સે હુઈ.

૪૦ સાલ કી ઉમ્ર મેં એક બાર હસ્બમામૂલ મુહમ્મદ હિરા પર્વત કી ગુફા મેં ધ્યાન કે લિએ ગએ થે. ઈસ સમય ઉનકો વહ અલૌકિક અનુભવ હુઆ જિસને ઉનકી જિંદગી કી દિશા બદલ દી. ઉન્હેં ઈશ્વર કે દૂત જીબ્રીલ ફરિસ્તે કે દર્શન હુએ. (કુરાન સૂ. ૫૩-૪ સે ૧૬)

યહ 'વહી ઈલાહી' યા ઈશ્વરીય જ્ઞાન કી શુરૂઆત થી, જિસને ઈસ્લામ કે ધર્મ ગ્રંથ 'અલ કુરાન' કા રૂપ ધારણ કિયા. યહ કદ્દુ કી રાત સે ઉતરી. ઈસ રાત ફરિશ્તે વ રૂહેં અપને પરવરદિગાર કી આજ્ઞા સે ઉતરતે હૈ. કુરાન કે અલ-ફુરકાન (વિવેક) અલ-મૂસહાફ (ગ્રંથ), અલ કિતાબ ઔર અતજિક ભી કહતે હૈ. કુરાન કા શાબ્દિક અર્થ પઢના હૈ. ઈશ્વર કે દૂત ને મુહમ્મદ સાહબ કો પઢને કી હિદાયત કી 'ઉસ અલ્લાહ કે નામ પર પઢો, જિસને જમે હુએ લહુ સે આદમી કો બનાયા, જો બડા દાતા હૈ, જિસને કલમ કે દ્વારા આદમી કો જ્ઞાન દિયા હૈ, વહ બાતે સિખાઈ જો ઉસે માલૂમ ન થી. (સૂ. ૬૪-૧ સે ૫)

કુરાન કી ભાષા અરબી કા સર્વશ્રેષ્ઠ નમૂના હૈ. જો લોગ અરબી નહીં જાનતે વે ભી ઈસે સુન કર પ્રભાવિત હુએ બિના નહીં રહ સકતે કુરાન મેં ૬૨૨૬ આયતેં હૈ જો ૧૧૪ સૂરોં યા અધ્યાયો મેં બટી હૈ. નયે સૂરે કો છોડકર બાકી સબ બિસ્મીલાંહી રહમાનિરહીમ વાક્ય સે શુરૂ હોતે હૈ, જિસકા અર્થ યહ હૈ કિ યહ સ્વતં ઈશ્વર કી વાણી હૈ. લેકિન હરેક આયાત કે લિએ યહ દાવા નહીં કિયા જાતા. મસલન શુરૂ કા અધ્યાય 'અલ ફાતિહા' વ સૂરા અસ્સફાત કી આયાત ૧૬૪ સે ૧૬૬ ઈશ્વર કે દૂત કી વાણી માની જાતી હૈ. ઈશ્વર કે પ્રસંગે મેં સર્વનામ 'હમ' કા ઈસ્તેમાલ કિયા ગયા હૈ જબ કિ કોઈ આયતોં મેં સર્વનામ 'મૈં' યા 'મુઝે' કા ઈસ્તેમાલ હુઆ હૈ.

આધુનિક ભારત ઔર ઈસ્લામ
લે. કરંજીદીકર સે.એ. કલકત્તા

# મોટી દશતરી ગાયંત્રી

**શ્રી સતગુરૂ બ્રહ્મા વાચા ફર્માનજી, બિસ્મિલ્લાહ, હિર્રહમાં નિર્રહીમ.**

પ્રથમ પરમેશ્વરા, પરવરદે જલે સાગરા, સેવાને કારણે હેત રચંતે, ધરતી ઉપર પાએ ન દેવતા, તારે સદાએ સર્વે પરલેગતમ, પ્રથમ લિલ વર્ણ તે ધંધુકાર, ત્યારે સ્વામી તમે આદ્ય નિરંજન નિરાકાર, ત્યાં કવન ચેન પરિવર્તતે ? દબુ દેહીઆદ પુરૂષ નારાયણ, આપ મને આપ ધ્યાન કર્તવર્ગ હો સ્વામીજી !

તેદા નુર નિર્વાણ આપ હસ્તકે તદા નિરંજન તે નિરાકારે, તહાં નિલ વર્ણ તે ધંધુકારે, ત્યારે નહિ સાદ, નહિ શબ્દ, નહિ આદ, નહિ ઉનાદ, નહિ રેવંત, નહિ રચના, નહિ પવન, નહિ પાણી, નહિ ખાણી, નહિ વાણી, નહિ વેદ, નહિ ભેદ, નહિ જલ, નહિ કમલ, નહિ હમલ, નહિ વમલ, નહિ પર્વત, નહિ પાષાણ, નહિ નદિયો, નહિ નવાણ, નહિ સમુદ્ર, નહિ સાગર નહિ ધેવર, નહિ કૈલાસ, નહિ મેર, નહિ મેખલા, નહિ સ્વર્ગ, નહિ નર્ક, નહિ મુત્યુ, નહિ પાતાળ, નહિ ધરતી, નહિ આકાશ, નહિ ચંદ્ર, નહિ સુરજ, નહિ તારા, નહિ ધ્રુવ, નહિ મેઘ, નહિ મંડળ, નહિ રેહણી, નહિ દિવસ, નહિ સુંન, નહિ પોકાર, નહિ જરણ, નહિ મરણ, નહિ સૃષ્ટિ, નહિ સંજોગ, નહિ ભાવ, નહિ ભયંકર, નહિ રૂપ, નહિ રેખા, નહિ રાગ, નહિ ભાષા, નહિ દમ નહિ કદમ, નહિ ધર્મ, નહિ ધમકાર, નહિ રીત, નહિ કરીત, નહિ યોગ નહિ યુગતી, નહિ સંગત, નહિ ભગત, નહિ મોહ, નહિ માયા, ત્યારે નહિ કાયા, ત્યારે નહિ ભેદ ભાવ કાંઇ ન હુતા, તદા આદ નિરંજને કેઇ પેરે સૃષ્ટિ નિપાઇ ? હો સ્વામીજી !

પ્રથમ તો નીલ વર્ણ ધંધુકાર થી ભયો ઓંમ કાર (ૐ) ઓંમ કારથી (ૐ) હેત ધરીયા હેત થકી નીર ઝરીયા નીર થકી ખીર કરીયા ખીર થકી ફીણ ઉપાયા ફીણ માંહેથી ઇંડ નીપાયા ઇંડ થકી રચતે સર્વ રચના ઇંડ છેદીને ત્રણ ભૂવન સર્જ્યા હો સ્વામીજી !

પરથમ જમીનમાં જડબંધન જુગ પાંચ (૫) પાંચ જુગતો પિયાલ થોભંતા (૫) પાંચ જુગતો ગઢમેરૂ ઉઠંતા (૫) પાંચ જુગતો બ્રહ્માંડ જડંતાં (૫) આઠ જુગતો ગીતા ગાયંત્રી ઓચરંતા (૮), નવ જુગતો નીર નવાણ ભરતાં (૯) બાર જાગુતો રૂડ ફેરવંતા (૧૨) વીસ જુગતો વિભૂ વનસ્પતી વસંતા (૨૦), ત્રણ જુગતો ત્રિભુવન ત્રીશુળ ધરંતા (૩) એક જુગતો (ૐ) કાર બોલી ભણતાં, એવા તાંહોતેર જુગતો વહી ગયા સ્વામીજી અટકળ કરંતા (૭૩).

તદા અગમ અગોચર સદગુરૂ બ્રહ્મા, નર નારાયણ, દેવ માહેશ્વર એ ત્રણ દેવની જે કોઇ પૂજા કરે તેને આવાગમનના ફેરા ટળે.

તદા સ્વામીજીએ પહેલા રોપ્યા સત્ય, સત્ય ઉપર દત્ત, દત્ત ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજા, ગજા ઉપર નીલ, નીલ ઉપર શેષ નાગ, શેષનાગની ફેણ ઉપર ધબળો ધોરી, ધબળા ધોરીના સીંગ ઉપર એક રાઇ એટલા ઉપર યત્ન કરી સ્વામીજીએ સૃષ્ટિ નીપાઇ.

જે કરણ કલફના અવતારપાત્ર તે સુણો ઋષિવર ભાઇ ! જ્યાં થકી સ્વામીજીએ રૂપ ધર્યા તે રૂપ ઓળખીને આજ કરો કમાઇ.

 પ્રથમ નામ તો નીલ, અનીલ, સુન્ સાન્, ધ્યાન, જ્ઞાન, મયાન, નુર તેજ બંબ, જલ, કમલ કદમ, આદબુદ્ધ, નાદબુદ્ધ, ગજવતત્તવ, પરમતત્વ, આદપુરૂષ, આદ પુરૂષથી નાભી ચક્ર નાભીચક્રથી ભયે ગુરૂ બ્રહ્મા, સદ્ગુરૂ બ્રહ્માથી સર્વે સૃષ્ટિની ઉત્તપત હુઈ જે ચાર કલફના અવતાર પાત્ર તમે સાંભળો મુનિવર ભાઈ ! જ્યાં થકી ગુરૂ નરે અવતાર લીધા. તે અવતાર ઓળખીને આજ કરો કમાઈ.

પ્રથમ નામતો (૧) ઓંમ (૨) ઉનાદ (૩) અવીગત (૪) એહેદ (૫) હવ (૬) કવ (૭) તત્વ (૮) ધર્મ (૯) તેજ (૧૦) કેવલીક (૧૧) નાદ (૧૨) ઓત્રા (૧૩) હરિતકૃત (૧૪) પ્રુરવા (૧૫) અતિત વંશી (૧૬) પ્રેમ ઋષિ (૧૭) વંશ તો શ્રી મચ્છ.

શ્રી મચ્છની માતા તો શંખાવતી, પિતા તો પરમઋષિ શક્તિ તો દેવી ચંદ્રિકા, ગુરૂ તો માનધાતા, સ્વસ્થાન તો હેમપુર, ક્ષેત્ર તો દ્વારામતી, નરદલો દાનવ તો શંખાસુર, વિચાર તો ઋગ્વેદ ઓચરંતે ગાયંત્રી, સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણ નવ ગહ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા, સ્વામી ઋષિયોને તારી, શંખાસુર દઈતને સંહારી, સાતે પાતાળના રાજાઓને વચન આપી. ગુરૂ બ્રહ્માનાં વેદ વાળી, સવાક્રોડી ભક્ત રૂખમાંગતને ઓધારી, ભલે અવતર્યા યુગે યુગે દેવમોરારી. જે કોઇ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે અને પાપનો ક્ષય થાએ. નમો નમો ભાઇ પરબ્રહ્મ નરનારાયણના નામને, જેણે રૂપે આપણા સ્વામી સદગુરૂ બ્રહ્મા હોએ તે રૂપને ધાઇએ. અવતાર પહેલો મચ્છા સંપુરણ છે.

શ્રી મચ્છના ૧૮ મનાઈત, ૧૯ ઉગ્રસેન, ૨૦ અજુવ્રત, ૨૧ બૃહસ્પતી ૨૨ અસુમિત્ર, ૨૩ પ્રીકમ ઋષિ, ૨૪ વંશ તો શ્રી કૂર્મ.

શ્રી કૂર્મની માતા તો કમળાવતી, પિતા તો પ્રિકમ ઋષિ શક્તિ તો દેવી બેચરા, ગુરૂ તો ઐકારૂશી સ્થાન તો બગપોર ક્ષેત્ર તો માનસરોવર. ત્યાં નરદલો દાનવ તો મધુકેટક, વિચાર તો ઋગ્વેદ ઓચરંતે ગાયંત્રી સાત વાર તો સત્તાવીસ નક્ષત્ર પંદર તિથ ને બાર કરણ નવ ગ્રહ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ! ઋષિયોને તારી મધુકેટક દાનવને સંહારી, સવા ક્રોડીશું રાજા અમરિષને ઓધારી. ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી. જે કોઇ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે અને પાપનો ક્ષય થાયે. નમો નમો ભાઇ પરીબ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણો સ્વામી સદગુરૂ બ્રહ્મા હોએ, આજ તે રૂપને ધાઇએ, અવતાર બીજો શ્રી કૂર્મ સંપૂર્ણ છે.

શ્રી કૂર્મના (૨૫) વસરત, (૨૬) દકાઈત (૨૭) કાજંપ, (૨૮) પરજાપત, (૨૯) દાઢમ ઋષિ, (૩૦) વંશ તો શ્રી વરાહ.

શ્રી વરાહની માતાતો પદ્માવતી, પિતા તો દાઢમ ઋષિ, શક્તિ તો દેવી સોમૈયા, ગુરૂ તો ઐકાસુર, સ્થાન તો માયાપુર (મહિકાપુર) ક્ષેત્ર તો ભૈકાપુર, ત્યાં નરદલો દાનવ તો મુરધ્વજ, વિચાર તો ઋગ્વેદ, ઓચરંતે ગાયંત્રી. સાત વાર ને સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથી ને બાર કરણ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામીં ઋષિયોને સ્થાપી, મુરધ્વજ દઈતને સંહારી, સવક્રોડીશું રાજા ધ્રુ ભક્તને ઓધારી, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઇ ચિત્ત હરિશું લાએ, તેના ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણનાં નામને, જેણે

રૂપે આપણા સ્વામી સદગુરૂ બ્રહ્માજી હોયે આજ તે રૂપને ધાઈએ. અવતાર ત્રીજો શ્રી વરાહ સંપુરણ છે.

શ્રી વરાહના (૩૧) દેહેર, (૩૨) રૂપક, (૩૩) ખલિપતય, (૩૪) ગૌત્તમ, (૩૫) અમરિષ, (૩૬) વંશ તો શ્રી નૃસિંહ

શ્રી નૃસિંહની માતા તો ચંદ્રાવતી, પિતા તો અમરિષ, શક્તિ તો તુલજા ભવાની, ગુરૂ તો અમર તેજ, સ્થાન તો કાશ્મિર, ક્ષેત્ર તો ચરણાપુરી, ત્યાં નરદલો દાનવ તો હિરણ્યાક્ષિપુ, વિચાર તો ઋગ્વેદ, ઓચરંતે ગાયંત્રી, સાત વાર ને સત્તાવીસ, નક્ષત્ર, પંદરતિથ ને બાર કરણ, નવગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, હિર્ણાક્ષિપુ દાનવને સંહારી, સવાક્રોડીશું, રાજા પ્રહલાદ ભક્તને ઓધારી, પાંચ ક્રોડીનું ભરણું ભરાવી, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. *જે કોઈ ચિત્ત હરિશું લાએ તેના ધર્મ વધે ને પાપ નો ક્ષય થાએ.* નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણનાં નામને, જેણે રૂપે આપણા સ્વામી સદગોર બ્રહ્માજી હોયે. આજ તે રૂપને ધાઈએ અવતાર ચોથો નરસિંહ સંપુરણ છે.

શ્રી નૃસિંહનાં (૩૭) મનાઈએત, (૩૮) વંશ વઢણ, (૩૯) વિર લોચન, (૪૦) કાસમરૂખ, (૪૧) વંશ તો શ્રી વામન.

*શ્રી વામનની માતા તો લિલાવતી, પિતા તો કાસમરૂક, શક્તિ તો દેવી કોકીલા, ગુરૂ તો* સહજાનંદ, સ્થઆન બગપુર ક્ષેત્ર વનથાળી, ત્યાં નરદલો દાનવ તો બળીરાજા, વિચાર તો યજાુર્વેદ, ઓચરંતે ગાયંત્રી, સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથ, ને બાર કરણ, નવ ગ્રહ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા, સ્વામી ઋષિયો ને સ્થાપી, બળી દઈતને સંહારી, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાએ, તેના ધર્મ વધે ને પાપ નો ક્ષય થાએ. નમો નમો ભાઈ પરબ્રહ્મ નારાયણનાં નામને, જેણે રૂપે આપણા સ્વામી સદગુરૂ બ્રહ્માજી હોયે આજ તે રૂપને ધાઈએ, અવતાર પાંચમો શ્રી વામન સંપુરણ છે.

શ્રી વામનના (૪૨) માનધાતા, (૪૩) પૃથ્વિજય, (૪૪) અસરત, (૪૫) જમદગ્નિ ઋષિ, (૪૬) વંશ તો શ્રી પરશુરામ.

શ્રી પરશુરામની માતા તો રેણુકાવતી પિતા તો જમદગ્નિ રૂષી, ગુરૂ તો જનકદેવ સ્થાન તો માયાપુર, ક્ષેત્ર તો કૈલાસ પાટણ, ત્યાં નરદલો દાનવ તો સહસ્ત્રાર્જુન, વિચાર તો રૂગ્વેદ,ઓચરંતે ગાયંત્રી સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથ ને બાર કરણ, નવગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, સહસ્ત્રાર્જુન દાનવને સંહારી, ભલે અવતર્યા યુગે યુગે દેવમુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરીબ્રહ્મ નારાયણનાં નામને, જેણે રૂપે આપણો સ્વામી સદગુરૂ બ્રહ્માજી હોયે આજ તે રૂપને ધાઈએ. અવતાર છઠ્ઠો શ્રી પરશુરામનો સંપૂર્ણ છે.

શ્રી પરશુરામના (૪૭) રઘુ, (૪૮) નઘુ, (૪૯) અયાતિત, (૫૦) કૈવલિક, (૫૧) અજેપાલ, (૫૨) દશરથ, (૫૩) વંશ તો શ્રીરામ.

શ્રી રામની માતા તો કૌશલ્યા, પિતા તો દશરથ, શક્તિ તો સીતા દેવી, ગુરૂ તો વશિષ્ઠ મુનિ, સ્થાન તો અયોધ્યા, ક્ષેત્ર તો લંકાપુરી, ત્યાં નરદલો દાનવ તો દશાશિશ રાવણ, વિચાર તો યજુર્વેદ, ઓચરંતે ગાયંત્રી સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથ ને બારકરણ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, દશાશિશ રાવણને સંહારી, સાત ક્રોડીશું રાજા હરિચંદ્ર ભક્તને ઓધારી, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી, જે કોઇ ચિત્ત હરિ શું લાએ, તેના ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણના નામને, જેણે રૂપે આપણો સ્વામી સદગુરૂ બ્રહ્માજી હોયે, આજ તે રૂપને ધાઇએ. શ્રી રામચંદ્ર અવતાર સાતમો સંપુરણ છે.

શ્રી રામના (૫૪) લવ, (૫૫) પદ્મ, (૫૬) પરિક્ષિત, (૫૭) વિરપાલ, (૫૮) વાસુદેવ, (૫૯) વંશ તો શ્રી કૃષ્ણ.

શ્રી કૃષ્ણની માતા તો દેવકી, પિતા તો વાસુદેવ, શક્તિ તો દેવી રૂકમણી, ગુરૂ તો વેદવ્યાસ, સ્થાન તો ગોકુલ ક્ષેત્ર તો મથુરાં, ત્યાં નરદલો દાનવ તો કંશાસુર, વિચાર તો સામવેદ, ઓચરંતે ગાયંત્રી સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથ ને બાર કરણ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, કંશાસુર દાનવને સંહારી, સહદેવ ભક્તને ઓધારી, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઇ ચિત્ત હરિશું લાયે, તેના ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણના નામને. જેણે રૂપે આપણો સ્વામી સદગુરૂ બ્રહ્માજી હોયે, આજ તે રૂપને ધાઇએ. અવતાર આઠમો, શ્રી કૃષ્ણ સંપૂર્ણ છે.

શ્રી કૃષ્ણના (૬૦) પ્રદુમન, (૬૧) શેષસ્થાન, (૬૨) બુદ્ધસ્થાન, (૬૩) વેણીવચ્છરાજ, (૬૪) સિંહરાજ, (૬૫) વશંતો શ્રી બુદ્ધ.

બુદ્ધની માતા તો રેણુકાવતી, પિતા તો સિંહરાજ, શક્તિ તો દેવી હરશદ, ગુરૂ તો હંસરાજ, સ્થાન તો હીમપુરી, ક્ષેત્ર તો કુરૂક્ષેત્ર, ત્યાં નરદલો દાનવ તો દુર્યોધન, વિચાર તો સામવેદ, ઓચરંતે ગાયંત્રી, સાત વાર ને સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથ ને બાર કરણ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી, ઋષિયોને સ્થાપી. દુર્યોધન દાનવને સંહારી, નવ ક્રોડીશું રાજા યુધિષ્ટિરને ઓધારી, ભલે અવતર્યા દેવ યુગે યુગે મુરારી. જે કોઇ ચિત્ત હરિશું. લાએ, તેના ધર્મ વધે ને પાપનો ક્ષય થાયે નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણના નામને જેને રૂપે આપણા સ્વામી સદગુરૂ બ્રહ્માજી હોયે આજ તે રૂપને ધાઇએ શ્રી નવમો બુદ્ધાવતાર સંપુરણ છે.

શ્રી બુદ્ધનાં (૬૬) શીશ, (૬૭) સામ, (૬૮) સુલ્કાન, (૬૯) ઇસ્લામ, (૭૦) હારૂન, (૭૧) આદમ, (૭૨) નીઝાર, (૭૩) મિઝાર, (૭૪) ઇલિયાસ, (૭૫) મિલ્યાસ, (૭૬) મુલ્કાન, (૭૭) કાઝમ, (૭૮) કાહેર, (૭૯) કાયેમ, (૮૦) ગાલીબ, (૮૧) એલબ, (૮૨) કાએમ, (૮૩) મુરાદ, (૮૪) મુનાફ, (૮૫) હાસમ, (૮૬) મુતલિબ, (૮૭)અબુતાલીબ, (૮૮) વંશ તો શ્રી નકલંકી નારાયણ શાહા શ્રી મુરતજાઅલી.

શ્રી મુર્તુઝાઅલીની માતા તો ફાતેમાહબિન્તે અસદ પિતા તો અબુતાલિબ, શક્તિ તો દેવી ફાતમાહ, ગુરૂ તો નબી મહંમદ, સ્થાન તો દલમ દેશ, વરજા શેહેરગામ, ક્ષેત્ર તો કુંવારીકા પંચનદી

મુળસ્થાને ત્યાં નરદલો દાનવ તો કાલીંગો ડજાલ વિચાર તો અથર્વવેદ, ઓચરંતે ગાયંત્રી. સાત વાર ને સત્તાવીસ નક્ષત્ર પંદર તિથી ને બાર કરણ, નવ ગ્રહ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, દાનવ કાળીંગાને સંહારશે, બાર ક્રોડીશું ભક્તને ઓધારશે, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી, જે કોઇ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે અને પાપનો ક્ષય થાયે. નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણનાં નામને, જેણે રૂપે આપણો સ્વામી સતગુરૂ બ્રહ્માજી હોયે તે રૂપને આજ ધાઇએ. ધર્મ શાસ્ત્ર સુણે તે, પાપ હણંતે મુખ મુગતકા ફલ લાભંતે માને તેને સરગાપુરી ન માને તેને નર્કાપુરી ગુપ્ત અવતાર ત્રેવીસ પ્રગટ અવતાર એક.

(૧) શાહ મુર્તુઝાઅલી, (૨) ઇમામ હસન, (૩) ઇમામ હુશ્યેન, (૪) ઇમામ ઝયનુંલ્આબેદીન, (૫) ઇમામ મહંમદ બાકર, (૬) ઇમામ જાફર સાદીક, (૭) ઇમામ ઇસમાઇલ (૮) ઇમામ નુંર સદગુરૂ, (૯) સૈયદ ઇસમાઇલ સાહાની. (૧૦) સૈયદ નુરમહમ્મદ (૧૧) સૈયદ ઇમામોદીન, (૧૨) સૈયદ મુસાફીરોદીન, (૧૩) સૈયદ મનસુરદીન (૧૪) સૈયદ ગાલીબદીન (૧૫) સૈયદ જમાલદીન, (૧૬) સૈયદ સાદિકદીન, (૧૭) સૈયદ મેહેરદીન, (૧૮) સૈયદ હાદી, (૧૯) સૈયદ સલાઉદીન, (૨૦) સૈયદ ફાજલશાહા, (૨૧) સૈયદ હાસમશાહા, (૨૨) સૈયદ મહમ્મદશાહા, (૨૩) સૈયદ અહમદશાહા, (૨૪) સૈયદ નાશિરશાહા, (૨૫) સૈયદ મુસાએકશાહા, (૨૬) સૈયદ માહાબુબ (૨૭) સૈયદ મુસ્તાક, (૨૮) સૈયદ મહિયોદીન (૨૯) સૈયદ મોમિનશાહા, (૩૦) સૈયદ ખાલકશાહા, (૩૧) સૈયદ નિઝારશાહા, (૩૨) સૈયદ ઇસ્લામશાહા, (૩૩) સૈયદ સલાઓદીન, (૩૪) સૈયદ શમ્મસદીન, (૩૫) સૈયદ નસીરદીન, (૩૬) સૈયદ સાહેબદીન, (૩૭) સૈયદ સદરોદીન, (૩૮) સૈયદ કબીરોદીન, (૩૯) સૈયદ સદગુરૂ પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહા, (૪૦) આદ્યવિષ્ણુ નિરંજન નરઅલી મહમ્મદશાહા, હક્કલાએલાહા ઇલ્લિલાહો મહમ્મદુર્ રસુલ્લિાહે. દશે અવતારની દસતરી ગાયંત્રી સંપૂર્ણ છે.

## ''શ્રી મચ્છા અવતાર''

**શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઇમામશાહા વાચા**

**ફરમાનજી બીસમીલ્લાહ હરરહેમાન નરરહીમ.**

પહેલો શ્રી મચ્છા અવતાર લખ્યો છે તે સુણો મુનીવરો ભાઇ !
આદ્ય ઓમકાર નિરંજન નિરાકાર નારાયણ તમે પરીવર્તન્તે હો સ્વામીજી ૧
ત્યારે તમે અનંત કરોડી જીવ નિસ્તારા હો સ્વામીજી
! છત્રીસ જુગ ચોરાશી ચોકડી એક ધ્યાન ધરી બેઠા હો સ્વામીજી. ૨
ત્યારે એક ઝાડ હતું તેના પાન ઉપર સ્વામીજી બેસતા,
ત્યારે જુગ એક હજારમાં તે ધ્યાન નીદ્રા ધરતા હો સ્વામીજી. ૩
એવા સ્વામીજી રંગ રાખતા હતા, તે રૂપ દેખી ધાયા તે અમર પદ પામ્યા હો સ્વામીજી ૪
ત્યાર પછી કલફ વરખ સરજંતે હો સ્વામીજી, તેના જુગ સોળ કરતવા હો સ્વામીજી. ૫
પેલા જાયલા કલફ માંહે જાંખા નવાણુ સીધા હો સ્વામીજી. ૬



*Fig. 8 Upside down of a spiny balloonfish*



*Fig. 9 Colorful pattern on body surface of semi circular flatfish*

"Warning from the Islam God" Such a discovery immediately made the price of that fish up to hundred times. It had been sold from one Penny to 5,0000 Rupees instead.

**"Giants" and "Dwarfs"**

The height of human beings may reach to 2.8 meters and weight of Giants with several hundred kilos. There are also "Dwarfs" with height of only about 0.6 meter and body weight of



*Fig. 10 Color patten on the caudal fin of semi-circular flatfish similar to ancient Arabic characters*

merely 20 kilos. Well, are there any "Giants" or "Dwarfs" in the animal world? Not only do we have such cases, but the differences between them are quite exciting.

Among the higher class Mammalia, the only giant should be the Blue Whale. It has a body length of 33 meters with a body weight of 170 tons. The tongue alone has a heavy weight of 3 tons, the kidney weighs 1 ton, and the heart weighs 0.7 ton. The smallest "Dwarfs" in the animal kingdom is made up of only one cell which ranks as the lowest class known as Sporozoa. Its body length is reaching only 3 microns (one micron equals to one millionth part of a meter). A single red blood cell from the cow may be sufficient to support the need of 12 Sporozoa. 1,000 million Sporozoa when connected from head to tail would be even 3 meters shorter, if it is compared to a blue whale.

બીજા ફાયલા કલફ માંહે છપ્પન કરોડી મેધા સીધા હો સ્વામીજી. ૭
ત્રીજા અરજલા કલફ માંહે કેનર કરોડી બત્રીસ સીધા હો સ્વામીજી. ૮
ત્રણે કલફ સર્જનતે હો સ્વામીજી, ત્રણ કલફ સંપૂર્ણ હો સ્વામીજી. ૯
પેલો અવતાર જાખાનો હતો હો સ્વામીજી, તે અવતારના વખાણ સુણો હો સ્વામીજી. ૧૦
તે અવતાર ઉજળો હતો, સુરજ જેવો રંગ હતો હો સ્વામીજી. ૧૧
તેની આંખ સવા તસુની હતી હો સ્વામીજી, તેના હાથ સવા વેંતના હતા હો સ્વામીજી. ૧૨
તેની આંગળીએ ચાર તસુની હતી હો સ્વામીજી,
તે આંગળી ઉપર નખ સવા તસુના હતા હો સ્વામીજી. ૧૩
તેનું માથું સવાપાંચશેર તમારો ગુરૂ કહે મે તોલ્યું હતું.
તે સવાપાંચશેર તોલ તોલ્યો છે હો સ્વામીજી. ૧૪
તથા નાક સવા તસુનું હતું હો સ્વામીજી, તેની મુછ સવા તસુની હતી હો સ્વામીજી. ૧૫
તથા હોઠ સવા તસુના હતા, તેના દાંત સવા તસુ પરમાણે હતા હો સ્વામીજી. ૧૬
તથા દાઢું પોણા તસુની હતી, તેની કાયાના બંધ ત્રણસેને સાઠ હતા હો સ્વામીજી. ૧૭
તેની હૃદયા સાત ગજ પ્રમાણે હતી, તેની બાહુ બે સવાબે હાથ હતી હો સ્વામીજી. ૧૮
પગ બે સવાબે હાથના હતા, તેની આંગળીઓ ચાર બરાબર હતી હો સ્વામીજી. ૧૯
તે આંગળીઓ સવાતસુ પ્રમાણે, પાંચમો અંગૂઠો દ્રઢ તસુ પ્રમાણે હતો હો સ્વામીજી. ૨૦
એવાં રૂપ ઝાંખા માંહે સ્વામીનું હતું હો સ્વામીજી. ૨૧
તે રૂપ દેખીને જે જીવે ઓળખ્યા તે જીવ અમરાપુરામાં વાસ પામ્યા,
તે ઝાંખા માંહે સર્વે સીધા હો સ્વામીજી. ૨૨
તે ઝાંખા માંહે બે જીવ નરકે પોતા છે તે સુણો હો મુનીવરો. ૨૩
એક માલકબાઇ સુંદર રાજાની દીકરી,
તથા ભગત શવદાસ રાજા સેહેનનો દીકરો હો સ્વામીજી ૨૪
તે જીવ બે પોતા માંહે ભ્રાંત રાખતા,
અને ગતની નિંદા કરતા તે કારણ નર્કે પોતા હો સ્વામીજી. ૨૫
સતગુરૂ કહે સુણો મુનીવરો, જે જીવ પોતાના સાહેબને ન ઓળખંતે. ૨૬
તે જીવ કેમ કરી એ અમર પદ પામે તે નરવાણ નર્કે પોચંતા હો સ્વામીજી. ૨૭
બીજા ફાયલા કલફની રચના સુણો હો મુનીવરો ભાઇ, તે ફાયલા કલફના વખાણ ગુરૂ કહે. ૨૮
સાહેબનું રૂપ વાદળાં સરખું હતું, કાળો જેવો મેઘ કહીએ. ૨૯
તે એક દહાડા માંહે ત્રણ રૂપ રાખતા, જ્યારે રાત થતી હતી. ૩૦
ત્યારે કાળા મેઘ જેવો થાય, અને પરભાતે સુરજ માંહે સમાય ૩૧
અને બપોરે માણસ જેવા દુનીયા માંહે ફરતા જાય,
ત્યારે મેઘા કરોડ છપ્પન રખેસર હોતા હો સ્વામીજી. ૩૨

તે ગુરૂ નર માહેસરને આરાધતા, તે સ્વામીજીના હૃદયના સાર સુણો મુનીવર ભાઇ. ૩૩
સવાદશ તાડ ઉંચા હતા, બીજા મુનીવર સવાપાંચ તાડ પોળા માણસ હોતા હો સ્વામીજી. ૩૪
સ્વામીનું માથું સવાપાંચ હાથ હતું, તથા અઢી તસુ આંખ હતી હો સ્વામીજી. ૩૫
પાંચ તસુનું નાક હતું, ચાર તસુ મુછ હતી હો સ્વામીજી. ૩૬
બાર તસુ હોઠ હતા, પાંચ આંગળ જીબ હતી હો સ્વામીજી. ૩૭
તે મુખમાંહે અનેક જીવ રહેતા, બત્રીસ દાંત તે પાંચ તસુ પ્રમાણે હતા હો સ્વામીજી. ૩૮
તેની દાઢ સવાચાર તસુની હતી, હૃદયા બહુ વાધતી હો સ્વામીજી. ૩૯
તેની પચાસ ગજ પ્રમાણે હતી, તે બહુ રૂપ રાખતા હો સ્વામીજી. ૪૦
તેના હાથ સવા ગજ હતા, તેના પગ ચાર વેંતના હતા હો સ્વામીજી. ૪૧
તેની બાહુ પાંચ ગજની હતી, એવાં રૂપ મેઘા માંહે હતાં હો સ્વામીજી. ૪૨
ત્યારે અવગતીયા કોઈ ન હતા, તેમાંથી જીવ ચાર અવગતે પોતા હો સ્વામીજી. ૪૩
એક તો મુખી હતા તે તો મોટો સિદ્ધ હતો,
તેનું નામ તો પારસનાથ ગૌંદનો દીકરો હો સ્વામીજી. ૪૪
બીજો અરજ મુમન કહીએ માધવનો દીકરો હો સ્વામીજી. ૪૫
ત્રીજા પંજા દેવી કહીએ તે પુંજાની દીકરી હો સ્વામીજી. ૪૬
ચોથા માધવભાઈ કહીએ તે મુલાનો દીકરો હો સ્વામીજી. ૪૭
એ ચારે ભ્રાત ગતમાં રાખતા હો સ્વામીજી, તે જીવ નરકે પોતા મેઘા માંહેથી હો સ્વામીજી. ૪૮
સુણો સતગુરૂ કહે મુનીવરો, એ જીવ ચારે ગતમાં ભુંડી નજરે ચાલતા હો સ્વામીજી. ૪૯
સતગુરૂ કહે સુણો મુનીવરો, જેણે એવાં રૂપ દેખીને ઓળખ્યાં. ૫૦
તે અમરાપુરના ફળ પામ્યાં, જેણે એવાં રૂપમાં શંકા આણી હો સ્વામીજી. ૫૧
છે નર્કે પોતા હોય તે ચારે જીવ સોઈ હો સ્વામીજી. ૫૨
ત્રીજા અરજલા કલફનાં ખેલ સુણો હો મુનીવરો.
અરજલા કલફમાંહે કેનર કરોડી બત્રીસ હોતા હો સ્વામીજી. ૫૩
તેમાં સ્વામીજીનાં રૂપ હોતાં તે સુણો સદગુરૂ કહે હે મુનીવરો,
માણસ જેતા હોતા તે બાલક રૂપે કહો કે સ્વામીજી. ૫૪
જેવાં કલીયુગના માનવી તેવાં રૂપ હોતા પણ હાથ મોટા હતા હો સ્વામીજી. ૫૫
તે રૂપ દેખીને જેણે ઈમાન આણ્યું, તે અમરા પુરના વાસ પામ્યાં હો સ્વામીજી. ૫૬
તેમાં એક ગોવિંદ મુખી અવાગમન અવતારમાં પડયા,
તેને ગતની નિંદા કરી તે માટે હો સ્વામીજી. ૫૭
સદગુરૂ કહે મુનીવરો ચોથા ખલીફા કલફનું મંડાણ હો સ્વામીજી. ૫૮
તેમાં જુગ ચાર પરિવર્તન્તે હો સ્વામીજી. તેમાં પેલો અવતાર ધરજંતે હો સ્વામીજી. ૫૯
એ જુગ ચાર માંહે તેત્રીસ કરોડી દેવતા, વૈકુંઠવાસ લાભન્તે હો સ્વામીજી. ૬૦

અને તે ભક્તોને કારણે દસ અવતાર ધરજંતે હો સ્વામીજી. ૬૧
ગુરૂ બ્રહ્માને પેટ દૈત્ય અવતર્યો, જે તેણે ગણેશ આગળ જઇ તપ સાધ્યાં તેહે ૬૨
ત્યારે રાત સારી સવાપોર દન સુધી તપ કરતાં પછી દુનિયામાં આવતા હો સ્વામીજી. ૬૩
ત્યારે એક દિન રાજા અંબરિષ યજ્ઞ હતો ત્યારે ભૂપ મળી માંડવે આવ્યા હતા હો સ્વામીજી ૬૪
ત્યાં નારાયણ, આદશક્તિ, બ્રહ્મા, વિશ્નુ, મહેશ્વર, એ સર્વ દેવ જગનમાં આવ્યા હતા. ૬૫
ત્યારે શંખાસુરને તો લાગી વાર, અને ભોજન તો જમ્યા સર્વે સંસાર.
ત્યારે આવ્યા શંખાસુરલાગી રીશ, તેને શ્રાપ દીધા અંબરિષ હો સ્વામીજી. ૬૭
એકસો અવતાર રાજા તું લે, એવો શ્રાપ સંખવે દીધો તે. ૬૮
ત્યારે રાજા દેવ પાસે યાલી ગયા, સ્વામી સંખવે એવો શ્રાપ દીધો. ૬૯
ત્યારે શ્રી નારાયણ દેવ શંખવા પાસે ગયા, શ્રાપ શંખવા તું મેલ. ૭૦
ત્યારે શંખવે એંશી શ્રાપ મેલ્યા, ત્યારે વીશ શ્રાપ લાગી રહ્યા. ૭૧
નારાયણ કહે મેલ શંખવા તને દુઃખ લાગસે. ૭૨
ત્યારે શંખવે રીશ મનમાં લાવી ત્યારે તે કારણે દશે અવતાર લીધા ૭૩
ત્યારે પેલો અવતાર મચ્છનો થયો, ત્યારે શંખવો દાનવ વેદ હરી ગયો. ૭૪
ત્યારે તે કારણ મચ્છ રૂપ થયા, ત્યારે ચારે વેદની રચના થઇ. ૭૫
તે માટે મુખી તે જે મનને મારે વારા કોરા પુરૂષને ધાયે, તે પુરૂસ વૈકુંઠમાં જાએ. ૭૬
હાલ મુસાફર રાખે ચીત્ત દઇ હક સાચી દશોદ દેવે
એક મને તોબાં કરે ને હક્ક પીછાણે સતશું ૭૭
અને ઇંદ્ર ગુરૂએ ભાખ્યું તે રાખો નિરાકાર નામ, તો સહી સરશે જીવોનાં કામ. ૭૮
ગુરૂ નર કહે અમને રીજવે જેહ, સાચી દશોદ આપે તેહ. ૭૯
દશોદ વિના તો ઠામજ નહિ. દશોદ વિના તો ઠીક જ નહિ. ૮૦
દશોદ વિના તો કામજ નહિ, દશોદ વિના તો ધર્મજ નહિ. ૮૧
દશોદ વિના નોક નહિ, દશોદ વિના તો સ્ત્રી નહિ. ૮૨
દશોદ વિના તો મારગ નહિ, દશોદ વિના વણશે કાજ. ૮૩
દશોદ વિના જાવે પાકા માલ, દશોદ વિના ગુરૂ નહિ આવે હાથ. ૮૪
અને દશોદ વિના તો રોવે સઘળો સંસાર, અને દશોદ વિના નહિ કોઈ પામે ઠામ. ૮૫
દશોદ વિના તો ઓરધામ, દશોદ વિના તો મુક્ત ન થાયે કોઇ ૮૬
દશોદ વિના તો અમને ન સોહાય. ૮૭
આલ ઇનામની દશોદ જે ખાય, તે નિશ્ચે દોજકમાં જાય. ૮૮
તે એમ કરતાં સમજે નહિ તો નવ પાંતી લાકડી કરૂં તાંહી. ૮૯
સવા પોર સુધી મચ્છરૂપે ભયા, તે પછી મનખા રૂપે થયા. ૯૦
ભણે ઇંદ્ર ઇમામશાહા તે નિશ્ચ જાય સંસાર. ૯૧

પ્રથમ હતા સર્વે ધંધુકાર, ત્યારે આદ્યિરંજન વિશ્વા એક આધાર ૯૨
આદે અંતે જે હતા નિરંજન દેવ, સ્વામીજી તેના કોઇ જાણે ભેદ ૯૩
આદ એહદ રૂપ થકી ખળક્યા નુર, તેના હુવા બ્રહ્મા સતગુરુ ૯૪
એ સદગુરૂ બ્રહ્મા નિરંજનના નુર ત્યાં થકી બ્રહ્માએ લીલા નીપાય ભરપુર ૯૫
શબ્દ એકને ઓમકાર, ત્યારે નારાયણે કર્યો વિચાર. ૯૬
ધ્યાન ધરીને સમુદ્ર તારા, બ્રહ્મા બાંધી બેઠા ધીર. ૯૭
ત્યાં બ્રહ્માહે ધર્યું ધ્યાન, ત્યારે વેદ ગતિનાં ઉપજ્યાં જ્ઞાન. ૯૮
તે નુર બ્રહ્મા થકી માંડયા મંડાણ, તેમાં સરજી લખ ચોર્યાસી ખાણ. ૯૯
પ્રથમ આઠલાખ કરણ જો કર્યા, તેમાં અવતાર બ્રહ્માજીએ તેર જો ધર્યા ૧૦૦
તે આઠ લાખ કરણ મધ્યે નબી નામ બંદગીમાં જો રહ્યા. ૧૦૧
તેનાં જપ તપ થકી અનંત કરોડી જીવ ઓધાર્યા. ૧૦૨
ત્યારે છત્રીસ યુગ ચોરાસી ચોકડી, તેમાં ધ્યાન ધરી બેઠા નરહરી. ૧૦૩
ત્યારે કલફ ચારનાં મંડાળ માંડ્યા, તેમાં સોળ જુગ પ્રમાણ ૧૦૪
(૧) જાયેલા (૨) ફાયેલા (૩) અરજલા જાણ, તેમાં જાંખા મેઘા કેનર છુટા નિરવારણ૧૦૫
એ ત્રણ અવતાર ત્રણ કલફમાં, સોળ અવતાર હરીનાં જાણ. ૧૦૬
ત્યાં દસરૂપ બારમાજીવા વરતાં જાણે, તેણે નરનાં માન્યાં કહ્યાં નિરવાણ ૧૦૭
તે કલફ ત્રણ અગમરૂપ હરીનાં જાણ,
તે ઉણ ચોથા ખલીફા માંહે જુગ કરતાનું માંડયું મંડાણ ૧૦૮
ત્યારે બ્રહ્માહે સેસટ સંજોગ ગવરીશું આરંભ કર્યો, ત્યારે ગુરૂ બ્રહ્માને પેટ શંખવો અવતર્યો. ૧૦૯
ત્યારે વરતી વેળાને બ્રહ્માજી જોતીક કહે છે આજ. ભાઈએ પુત્રથી આગળ વણસે કાજ.૧૧૦
ત્યાં બ્રહ્માજીએ ધર્યું ધ્યાન, વેદગતે ત્યાં ઉપજ્યું જ્ઞાન. ૧૧૧
એ શંખવો થયો તસ્કર દાનવનો અવતાર, ભાઈ કરો જતન વેદ લઈ જાશે ચાર. ૧૧૨
વળી એકદીન બ્રહ્માજી મનમાં એવું ધરે, જે પુત્ર હોઈને એવું કારજ ના કરે. ૧૧૩
તહાં શંખાસુર ઘાત જો કરી, ફરમાન નારાયણનું લાવા ખરા ૧૧૪
જ્યારે બ્રહ્માએ ધર્યું ધ્યાન, ત્યારે નારાયણે તેને આલ્યું ફરમાન. ૧૧૫
જો માયા તણો કરો વિસ્તાર ત્યારે હરીએ કીધો એ વિચાર. ૧૧૬
જુગમાં લીધું એવું રૂપ, તો જુજવાં કીધાં ત્રણે સ્વરૂપ. ૧૧૭
ચોથા રહ્યાં શક્તિ એક, તેના કરવા અનેક વિવેક ૧૧૮
ત્યારે નારયણે તો નજર જ ધરી, ત્યારે ચાર મુરત જુજવી કરી. ૧૧૯
બ્રહ્મા શબ્દ તે ઓમકાર, વિશ્નુ આખર એક વહેવાર. ૧૨૦
મહાદેવ મહા તપ ધરૂ, ત્યારે શંખવો ચાવ્યો નીસરી. ૧૨૧
પ્રથમ શ્રી મચ્છરૂપના સંજોગ જો થાયે, ત્યારે બ્રહ્મા નારાયણના વેદ શંખવો લઈ ગયો.૧૨૨

ત્યારે નિરગત બ્રહ્માજી થઇ રહ્યા, ત્યારે સદાશિવ ત્યાં આવીયા. ૧૨૩
ત્યારે રૂદ્રે હૃદયમાં વમાસ્યું ત્યાંહે, ત્યારે બ્રહ્મા પ્રતે વચન બોલ્યા છે ત્યાં. ૧૨૪
કહો કાંરે બ્રહ્માજી એ શું થયું, તમારૂં હતું તે ક્યાં ગયું. ૧૨૫
ત્યારે રૂદ્ર પત્યે બ્રહ્માજી બોલ્યા સઇ, અકળગત અપરંપારની થઇ. ૧૨૬
વળતાં શિવ વિચારે એહે, કહો બ્રહ્મા હવે થાશે કેમ. ૧૨૭
ત્યારે બ્રહ્મા તો મહાદેવને કેહે, અકળગત અપરંપાર જો લેહે. ૧૨૮
એ ગત તો ન જાણીએ અમો, નારયણ પાસે શિવજી જાવો તમો. ૧૨૯
ત્યારે તો શિવજીએ ત્યાં કર્યો પ્રકાશ, કહે બ્રહ્મા બેઠા છે સાસ. ૧૩૦
સ્વામી તું છે અપરંપાર, તારી મૂરત તું કરે વિસ્તાર. ૧૩૧
એવી વિનંતી સદા શીવે કહી ને બ્રહ્મ કળા ત્યાં ઓછી થઈ ૧૩૨
ત્યાં હેત ધરી બોલ્યા હરી ને, શિવ કહું છું તને એક કારજ વળી કરવું છે મને. ૧૩૩
એવા શબ્દ હરીએ કહ્યા હતા, બળવતો શંખવો વેદ લઈ કેમ ગયો. ૧૩૪
વિશ્નુને શક્તિ ક્યાં ગયા, હીણ કળાએ જાુજવાં થઇ રહ્યાં. ૧૩૫
ત્યારે કહે શિવ સ્વામિ તું છે કિરતાર, તમે ચાર મુરતનો કરો વિસ્તાર. ૧૩૬
સ્વામી તારા સરજયાં છું વળી એ અમો, તેજ તમારૂં પ્રકાશો તમો. ૧૩૭
એવાં શિવનાં સુણી વચન, ત્યારે હરિ ઘણું હરખાયા મન. ૧૩૮
ત્યારે વિષ્ણુ નાઠા તહાં, વળી શક્તિ આવ્યાં અહાં. ૧૩૯
ત્રણ મુરત શક્તિ અવતાર, ચારે ને આપ્યો વિસ્તાર. ૧૪૦
વિષ્ણુને આપ્યું ફરમાન, ને આપે થયાં આપ સમાન. ૧૪૧
મહાદેવની ત્યાં સ્થાપના કરી, તો દૈત્ય કુળની ઇચ્છા ધરી. ૧૪૨
એક શબ્દ ને ઓમકાર, તેમાં થયા અનંત વિસ્તાર. ૧૪૩
અનેક વિસ્તાર ને શબ્દ એક સાર, તેમાં થયા અનંત વિસ્તાર. ૧૪૪
એકેકી મુરતને આલ્યું વરદાન, નારાયણે કહ્યું ફરમાન. ૧૪૫
પ્રથમ ઓમકાર બ્રહ્મા પડયા, શક્તિ વિષ્ણું તયા રહ્યાં ખડા. ૧૪૬
સતગુરૂ કહે ઓમકારની વાત, ભાગે દિવસ ને નિપજે રાત ૧૪૭
ચારે મુરત થાપી તહાં, વિષ્ણું બ્રહ્મા હતા જહાં. ૧૪૮
વિશ્નુ પત્યે હરીએ કહ્યું વચન, તમે અમે છું એક તન. ૧૪૯
અમે અલખ નિરંજને દયાધરી, વિષ્ણુંને વર આપ્યો ફરી. ૧૫૦
વિશ્નુ વળી તમે જાુગમાં જાવ, જે સતવાદી જીવ પુજસે તમારા પાય. ૧૫૧
જાુઓ બ્રહ્મા બેઠા છે કહાં, વળી વિવેક પુછો તમે તહાં. ૧૫૨
દુષ્ટ વેદ લઇ નાઠો છે સહિ, તેને તમે હણજો જઇ. ૧૫૩
જ્યારે તેને હણશો તમો, ત્યારે ચાર મુરતમાં છતા થશો તમો. ૧૫૪

ત્યારે વિષ્ણું વરી બોલ્યા પ્રમાણ. સ્વામીજી શું દો છો અમને માન. ૧૫૫
સતમાનીએ કર્યો પ્રણામ, તો તેને તમે આપજો ઠામ. ૧૫૬
એવું વચન કહું છું અમો, રખે કળા વધારતા તમો. ૧૫૭
યુગોયુગમાં ધરો અવતાર, તે દૈતને મારી કરો વેદનો વિસ્તાર. ૧૫૮
જીવ અમારા હોશે જેહ, તમને આવી પુજશે તેહ. ૧૫૯
જે તમારો જપશે જાપ, તેને અમો મળ્યા આપોઆપ. ૧૬૦
એવી સ્થાપના ત્યાં હરીએ કરી, વિષ્ણુંએ તહાં સેસટ જો ધરી. ૧૬૧
વિષ્ણુ આવ્યા બ્રહ્માની પાસ, બ્રહ્મા બેઠા બહુ ઉદાસ. ૧૬૨
ઉઠો બ્રહ્મા ધરો ધ્યાન, વાળું વેદને રાખું નામ. ૧૬૩
ત્યારે ગુરૂ બ્રહ્માજીએ હરી શું કહો, સ્વામી વેદ ચારે શંખવો લઇ ગયો. ૧૬૪
ગયા વેદ બ્રહ્મા કરે વિચાર. તમે દેવ સહાય કરો મોરાર. ૧૬૫
ત્યારે ગુરૂ બ્રહ્માએ હરી શું કહ્યો વિચાર, સ્વામી વેદ વિના હુંઆ અંધકાર. ૧૬૬
સ્વામી જેણે વેદ આધારે ચાલે સંસાર, તે શંખવો લઇ ગયો નિરધાર. ૧૬૭
કહો બ્રહ્મા કઇ પાસે ગયો, કઇ કળાએ દૈત્ય જો થયો. ૧૬૮
બ્રહ્મા બોલ્યા તેણીવાર, અમે દુષ્ટ નથી દીઠો લગાર. ૧૬૯
દુષ્ટે આવીને વચન જો કહ્યાં. શુણી શબ્દને પગલું પાછું ભરૂં. ૧૭૦
તો કુરંભના લોક કહાવે છે જેહ, જાણું છું તે મારગ નાઠો છે તેહ. ૧૭૧
વિષ્ણુ દોડ્યાં તરત જો ત્યાં તે નળને માથે શંખવો ઉભો હતો જહાં ૧૭૨
તહાંથી સંખાસુર નાશી ગયો, જઇ તલાતલમાં પ્રસિરિ ગયો. ૧૭૩
ત્યારે પવન પાણી વેગે જાયે વહી, અને ધરતીને મંદિર પુછે જઇ. ૧૭૪
તો તલપાતાળે ધરતી જો રહે. અને અકલ વાત તો આ સતગુરૂ કહે. ૧૭૫
ત્યાંથી શંખાસુર નાસી ગયો, તે જઇ તે ધરતી માતા પાસે રહ્યો. ૧૭૬
ત્યારે માતાના મંદિરમાં પોતે પેઠો જઇ, કોળ આધીન સ્તુતિ કરી. ૧૭૭
સાંભળ ધરતી માતા કહું છું તને, હું બ્રહ્મા નારાયણના વેદ લાવ્યો છું તું રાખને મને. ૧૭૮
હેરી વેદ આવ્યો છું હું, મુજને માતા રાખને તું. ૧૭૯
તુજમાં ધરતી સર્વે સમાય, તુજ વિના મુજને કોઇથી ન રખાય. ૧૮૦
ઉપસિદ બ્રહ્મા બેઠા હા જેહે, સર્વે ગુણ સાંભળી આવ્યો છું તેહે. ૧૮૧
એવી વાત તહાં શંખાસુરે ધરતીને કહી, વિશ્નુ મુજને જાલવા આવશે સહી. ૧૮૨
સાંભળ ઘરતી માતા હું તુંજને કહું, અહિ જો મુજને રાખો તો રહું. ૧૮૩
ફરી સંખાસુરને ધરતી કહે, તો બ્રહ્મા નારાયણનો ચોર મુજથી ના રહે. ૧૮૪
તુજ કેડે વિષ્ણુ આવે જેહ તુજને ઘસડી જાસે તેહ. ૧૮૫
જો ધરતી તું મુજને નહિ રાખે આજ, ત્રણ મુરત આગળ તારી નહી રહે લાજ. ૧૮૬

ત્યારે ધરતીએ વિચાર્યું મન, એ મસે હરી થાસે પ્રસન્ન. ૧૮૭
એ કારણે હરી આવે મુજ દ્વાર, તો માગી લઉં વર અપાર. ૧૮૮
એટલે શંખાસુરને ધરતિ રાખવા કરે, તહાં શ્રી હરી આવી સંચરે. ૧૮૯
ધાઇ કરી પેઠો શંખાસુર ધરતિના મંદિર મોજાર, વિષ્ણુ પધાર્યા તેને દ્વાર ૧૯૦
ત્યારે હરિ આવી ઉભા રહ્યા જો તહાં, ત્યારે પ્રણામ વિષ્ણુએ ધરતી શું કર્યો. ૧૯૧
સાંભળ ઘરતી કહું છું તને. ચોર મારો તુંજ પાસે છે તે તું આલને મને. ૧૯૨
ત્યારે બોલ્યા ધરતી સુણો દિનદયાળ, તમે છો હરી અતુલ બળીયા કૃપાળ. ૧૯૩
સ્વામી વચન તમારૂં તે કેમ સહેવાઇ, ચોર તમારો રાખ્યો ન જાઇ. ૧૯૪
બોલ્યા હરી હું તુજના કહું. તેને લીધા વિણ હું નવ રહું. ૧૯૫
ફરી કર જોડીને ધરતી કહે, સ્વામી માનો તમે મારો રાખ્યો ન રહે. ૧૯૬
સ્વામી ઉભા રહો આણે ઠાર, હું જાઉં મારા મંદિર માંહે સાર, ૧૯૭
હું જોવું મારા ઘર માંહે, સ્વામી હસે તો આણી આપીશ આંહે. ૧૯૮
કર જોડીને વચન કહે કથી, હું જાણું છું તે મુજ ઘરમાં નથી. ૧૯૯
ત્યારે ધરતીએ વિચાર્યું મન, એ છે વિષ્ણુ આપો આપે તન. ૨૦૦
સ્વામી એ કારજ આવ્યા મુજદ્વાર, સ્વામી વચન એક મુજને આપો સહી. ૨૦૧
આદે ઇચ્છા ધરૂં છું અમો, વર એક દયોને તમો. ૨૦૨
સ્વામી અમને ઇચ્છા મનમાં ઘણી, અને વરો તમો ત્રિભુવન ધણી. ૨૦૩
કહે વિષ્ણુ પ્રત્યે વદી વાત, ચોર તમારો લાગે હાથ. ૨૦૪
ત્યારે ધરતી પ્રત્યે બોલ ભગવાન, રૂતે ફળ ને રૂતે દાન. ૨૦૫
ચારે પોર જ્યારે વિતશે સહી, ને દન ઘડી પુરી થાશે તહિ. ૨૦૬
કરી કમાઇ ને દેવતા મળશે આએ, તે જાન લાવી પુરૂં તારી આશ. ૨૦૭
જ્યારે જાંબુદ્વિપે કરશે મેલાણ, તુજને ધરતી વર્યાનું એ એધાણ. ૨૦૮
જ્યારે સર્વે જીવોના થાશે દેદાર, ત્યારે તમને વર દેસે કિરતાર. ૨૦૯
નર નકલંકી નામ ધરાવશું અમો, ત્યારે તમને વર દેસે કિરતાર. ૨૧૦
જ્યારે કુંવારી ભુમી માંહે આસન ધરૂં, અનંત રૂપે દેવ નકલંકી અવતરૂં. ૨૧૧
સતગુરૂ જેનું નામ તે ઇંદ્ર ઇમામશાહા, તે કરશે જીવોના કામ. ૨૧૨
ત્રણ મુરતને શક્તિ અવતાર, અને સર્વે વરણ થાશે એકાકાર. ૨૧૩
તો હીણા ખીણ નહિ નરતાણ, તમને એ વરયાનાં એધાણ. ૨૧૪
તું સાંભળ ઘરતી હું તુજને કહું, સર્વેનું કલંક ઉતારે સહુ. ૨૧૫
એટલાં લક્ષણ જાણસે જેહ, નકલંકી નર થાસે તેહ. ૨૧૬
જ્યારે અનંત કળાને વેદવખાણ, તમને ધરતી વર્યાનું એ એંધાણ. ૨૧૭
એવી વાત જ્યારે હરીએ કહી, ત્યારે ધરતીએ માન્યુ સહી. ૨૧૮

ત્યારે હરીને ધરતી એકજ થયાં, તે શબ્દ શંખવે સુણ્યાં. ૨૧૯
ત્યારે શંખાસુરે વિચાર્યું મન, એ બેઉ થયાં એકે તન. ૨૨૦
એમ શંખવો મન શું કહે, પંડ પ્રાણ તારાં નવ રહે. ૨૨૧
ત્યારે ધરતી શંખાસુરને લેવા જાઈ, ત્યાંથી શંખાસુર નાઠો તરત ત્યાંય ૨૨૨
ત્યાંથી શંખાસુરનાશી ગયો, વિતલ પાતાલ નગર જઇ રહ્યો. ૨૨૩
તે નગરનો રાજા જેહ, અન્નપાલ નામે તેહ. ૨૨૪
સતવાદી તે મહા કહેવાય, સત તણી તે કરે સેવાય. ૨૨૫
નાશીને તેની સભામાં ગયો, જઇને દીવેટીઓ થઇને રહ્યો. ૨૨૬
ત્યાં વિશ્નુ કેડે દોડી ગયા, તે જઇને રાજાની પાસે રહ્યા. ૨૨૭
ત્યાં જઇને હરીએ વચન જો કહ્યાં, સતવાદી રૂપ પોતે ધર્યાં. ૨૨૮
ધરી રૂપ બોલ્યા ભગવાન, અને સત્યવાદીનું બોલ્યા જ્ઞાન. ૨૨૯
હરયું તેજ જો દીવા તણું, ત્યારે અનુપાલ રાજા આકુળવ્યાકુળ થયા ઘણું. ૨૩૦
કહે કાં ગયું મુજ સભાનું તેજ, મારી સભામાં એ શું ન ખેદ. ૨૩૧
ત્યારે હરીએ પાળીયા શું વચન જો કર્યું, જા પાળીઆ સભામાં શું થયું. ૨૩૨
ત્યારે પાળીએ મન વિચાર્યું સહી, આ પુરૂષ આ દેશનો કોઇ નહિ. ૨૩૩
અતુળ બળનું દેખ્યું રૂપ, પોળીયે નિરખ્યું સર્વે સ્વરૂપ. ૨૩૪
વેગે વહી રાજા પાસે ગયો, જઇ સભામાં ઉભો રહ્યો. ૨૩૫
ત્યાં સભામાં થયો શોરબકોર, ત્યાં ઉભો છે વિષ્ણુ બ્રહ્માનો ચોર, ૨૩૬
રાજા થઇ રહ્યો નિસ્તેજ, દિવા તણું હાર્યું છે તેજ. ૨૩૭
તહાં પાળીએ વચન કર્યું પ્રકાશ, સુણો રાજા તમને કહે છે દાસ. ૨૩૮
પુરુષ ઉભો અમારે દ્વાર, નથી બોલતો લગાર ૨૩૯
રહીને વચન એમ તો કહે, જા પાળીયા સભામાં શું થાહે. ૨૪૦
થોડી વાણી બોલે પ્રકાશ, તે કારણ તમ પાસે આવ્યો દાસ. ૨૪૧
એ વાત પાળીએ રાજાશું કહી, વિતળ લોકનો એ પુરૂષ નહિ. ૨૪૨
કોણ કારણ આવ્યો છે આંહે, તમે આવીને પુછો તાંહે. ૨૪૩
એનું રાજાએ સુણ્યું વચન, સતવાદીએ વિચાર્યું મન. ૨૪૪
એ કોઇ પુરુષ પરલોકી તન, જેણે બાંધ્યા ચૌદ ભુવન. ૨૪૫
સુણી શબ્દ ઉઠી ઉભો થયો, વસ્ત્ર સંભાળી દોડી ગયો. ૨૪૬
એ છે પુરણ બ્રહ્મ ભગવાન, એવું હ્રદયમાં આણ્યું જ્ઞાન. ૨૪૭
જઇ કરી હરીને લાગે પાય, કેમ પધાર્યા ત્રિભુવન રાય. ૨૪૮
અતિ અતિત પર કૃપા કરી, મુક્તિના કારણે દેવોની દયા ધરી. ૨૪૯
રાંક તણું કરવા કાજ, અને વિતલ લોકે આવ્યા ભગવાન. ૨૫૦

આગમ નિગમ સુણતાં ઠામ, પતિતે વળી જાણ્યાં નામ. ૨૫૧
એવુ યાદ ધરી મહરાજ, સરજાવા તણી રાખવા લાજ. ૨૫૨
હરિએ ત્યાં હેતજ ધરી, અને મુક્તિ તણો વર આપ્યો ફરી. ૨૫૩
સાંભળ રાજા કહું છું તને ત્રિકમ વળી જાણો મને. ૨૫૪
આદ્ય વચનની દયા ધરી, અનુપાલ પર ત્રુઠ્યા હરી. ૨૫૫
સેસટ બ્રહ્માની વસે ભુતાન, એક મુરત ત્રણ દેવના ઠામ. ૨૫૬
મૃત્યુ લોકમાં આપુ વાસ, કરી લીધો પોતાનો દાસ. ૨૫૭
રૂકમાગત તો ધર્યું નામ, અને અમરાપુરમાં આપું ઠામ. ૨૫૮
સુણી વચન ત્યાં હરી તણાં, દુષ્ટ તણાં તો ભાગ્યાં ચરણ. ૨૫૯
ત્યાંથી શંખાસુર નાસી ગયો, જઈને સુતળ દેશને માર્ગે જઈ રહ્યો. ૨૬૦
પાતાળ માંહે નાઠો જાય, અઘોર વન હતું જ્યાંય. ૨૬૧
ઘર દીઠું તહાં ગુણકા તણું, ત્યાં જઈને દૈત્ય હરખ્યો ઘણું. ૨૬૨
વઈવત છોકરાનું નામ, તેનો ત્યાં રમવાનો ઠામ. ૨૬૩
અને જવા તણો મુજને મારગ દેખાડ. તુને ઈચ્છું છું બંધવને ઠામ. ૨૬૪
તેને જવાનો બતાવ્યો ઠામ, વળી પુછયું દુષ્ટનું નામ. ૨૬૫
આગળ શંખાસુર નાઠો જાય, કેડે આવે દેવ મોરાર. ૨૬૬
જઈ વઈવત હરિને પાયે જો પડે, કર જોડીને ત્યાં ઉભો રહે. ૨૬૭
આ લોક ઉપર દયા ધરી, ભલે પધાર્યા શ્રી હરી. ૨૬૮
ત્યારે હરી બોલ્યા તેણે વાર, ચોર આવ્યો છે આણે ઠાર. ૨૬૯
સ્વામી ચોર તમારો ક્યાં જસે, એ કારણ કંઈકના કારજ થશે. ૨૭૦
સ્વામી તમે ઉભા રહો આણે ઠામ, પકડી લાવું ચોર તમારો તરત આમ. ૨૭૧
આધીન થઈને હેતજ ધરી, એને ઓળખ્યા શ્રી હરી. ૨૭૨
જો હું આવ્યો છું તે જાણો મને, તો વળી વર આપું છું તને. ૨૭૩
મેં તુજને કીધો મારો દાસ, અને મૃત્યુ લોકમાં આપુ વાસ. ૨૭૪
તો મેં તુજને આપ્યું લંકાનું ઠામ, તારૂં વિભિશણ ધરાવું નામ. ૨૭૫
જ્યારે હું લઈશ રામ અવતાર, ત્યારે તેને આપીશ રાજને કરીસ નિસ્તાર. ૨૭૬
રાવણથી લંકા લઈશ, તને રાજ ત્યાંનું દઈશ. ૨૭૭
એમ કહી હરી દોડયા જાય, માર્ગ રહ્યો છે અણી વાર. ૨૭૮
આગળ શંખવોને પાછળ હરી, એણે દુષ્ટે યુદ્ધની ઈચ્છા ધરી. ૨૭૯
મન મંત્રસુ વહેરે દૈત્ય એવી શંખાસુરની રીત. ૨૮૦
અતુલ બળનો રહ્યો મરોડ, એની પાસે છે દૈત્ય છાસ કરોડ ૨૮૧
એંકાર નવ લીએ મન, એણે દૈત્ય તણાં ઉપજાવ્યાં તન ૨૮૨

યુદ્ધ કરતાં ગયા સુતલ મોજાર, એણે દૈત્ય ઉપજાવ્યાં અપાર. ૨૮૩
આગળ શંખવો નાઠો જાય, દૈત્ય આવીને લાગે હરીને પાય. ૨૮૪
કે તાં એક દૈત્ય જો કરે, કે તાં એક આવીને હરિનાં પાયે જો પડે. ૨૮૫
યુદ્ધવાળા ઉપર હરી જો કોપ કરે, અને ચરણે નમે તેની ઉપરે દયા જો ધરે. ૨૮૬
ત્યાં સુતલ દેશમાં જઈ રહ્યો, ત્યાં જઈ દૈત્ય પરાક્રમો જો થયો. ૨૮૭
ત્યાં જેવત રાજા વસે છે જહાં, તહાં દૈત્યે વિચાર્યો ઠામ. ૨૮૮
તે નગરીનો પાળીયો એક, તે સતવાદી કહાવે છે તેહ. ૨૮૯
ભોમમંડલીક છે તેનું નામ, તે હરીનું કરવા કામ. ૨૯૦
ત્યારે તે પોળે જઈ હરી ઉભા રહ્યા, તહાં શંખાસુરને જોતા ગયા. ૨૯૧
ત્યારે ભોમમંડલિકે વિચાર્યું જ્ઞાન, અતુલ બળ છે ભગવાન. ૨૯૨
ત્યાં જઈ હરીને લાગ્યો પાય, ક્ષમા કરો ત્રિભુવન રાય, ૨૯૩
ભાઈ શું ક્ષમા કરાવે છે મને, એ કથા કહું છું તને. ૨૯૪
વેદ હરી આવ્યો છે દુષ્ટ અંધ, અમારી સાથે કરે છે યુદ્ધ. ૨૯૫
ત્યારે પાળીયો બોલ્યો તેણીવાર સ્વામી તમ સાથે જીતે નહીં લગાર. ૨૯૬
એવાં વચન સર્વે સુણી, ત્રુઠ્યા કૃપા કરી ઘણી. ૨૯૭
મૃત્યુ લોકમાં ભુતલ વાસ, સાથ લાવીને કરીશ દાસ. ૨૯૮
અંબરિષ રાજા એનું નામ, તે પોળીયા તણું જો કરતો કામ. ૨૯૯
લેવા રતન કોરંભ અવતરૂં, ત્યારે સેસટીમાં તુંને વરૂં. ૩૦૦
હેત કરીને દીધું વચન, વળીપોતાનો કીધો તન. ૩૦૧
તે સંખાસુરને ત્યાં થઈ છે જાણ, ત્યાંથી તો નાઠો નિરવાણ. ૩૦૨
સર્વે દૈત્ય યુદ્ધ બહુ જો કરે, હરી દ્રષ્ટે અચેતા થઈ પડે. ૩૦૩
નજીવ થઈને સજીવ જો થાય, હરીશું યુદ્ધ કરતા જાય. ૩૦૪
રસતાલે દુષ્ટ તો ગયો, જઈ દમનરાજાને મંદિર જઈ રહ્યો. ૩૦૫
જ્યાં દમનરાજા રસાતલ દેશ, ત્યાં શંખાસુરે બદલ્યો વેશ. ૩૦૬
ત્યાં વિપ્ર થઈને સભામાં ગયો, દઈ આશિષ ને સભામાં રહ્યો. ૩૦૭
ત્યાં ઉભો રહીને કીધી અરદાસ, હું બ્રાહ્મણ આવ્યો તમારી પાસ. ૩૦૮
દમનરાજા જેનું નામ [illegible] બુદ્ધિશાળી પરધાન. ૩૦૯
તે પ્રધાન કહે તેણી વિપ્ર તો તું નહિ નિરાધાર. ૩૧૦
તારા નેણ વેણ દેખું છું હું, મને દુષ્ટ ભાસે છે ઘણો તું. ૩૧૧
એવું વૃતાંત દમનને કહે, એ વિપ્ર આપણો રાખ્યો ન રહે. ૩૧૨
એ દીસે છે વળી મહા ચોર, અને યુદ્ધ કરાવે હલાહોલ ઠાર. ૩૧૩
એવું રાજા પ્રધાન કરે વિચાર, અને હરિ આવ્યા વળી તેને ઠાર. ૩૧૪

ત્યારે દેખી મુરત બેઉ જઇને પાયે જો પડે, સ્વામિ એ કારણ શું તમે આંહી જડે ૩૧૫
અમ કૃપા કીધી આજ, નરકી જીવના કરવા કાજ. ૩૧૬
તમે બેસો અમારા મંદિર માંહે, શંખાસુરને પકડી લાવું આંહે. ૩૧૭
ત્યારે શ્રીહરિ બોલ્યા તેણી વાર, તમથી પકડો ન જાયે લગાર. ૩૧૮
સ્વામી તમે ઉભા રેહજો આંહે, જઇ પકડું રહ્યો હોય જ્યાંહે. ૩૧૯
જો એ લેશે અમારો પ્રાણ, તો અમે ભાંગશું એના ચરણ. ૩૨૦
તમે મસ્તક દયોને અમારે હાથ, જો કરી આવું છું ઘાત. ૩૨૧
વચન સુણી દતદમણ તણું, હરીમાંહે ઋઠ્યા ઘણું. ૩૨૨
મૃત્યુ લોકમાં ભુતલવાસ, બેઉ કીધા પોતાના દાસ. ૩૨૩
દતદમણને આપું રાજ, દમનને તો કીધો પ્રહલાદ. ૩૨૪
ત્યારે બેઉ મનમાં હરખ્યાં ઘણું, નામ ગુણ લીધાં હરી તણું. ૩૨૫
હું એ દુષ્ટ કારણ ધરીશ અવતાર, તમ તણા વળી કરવા કાજ. ૩૨૬
દમન પ્રહલાદ ઉપર બહુએ પ્યાર, પાંચ કરોડીના કીધા સરદાર. ૨૩૭
એ વાત સુણી હરી તણી, પ્રહલાદે કસણી માગી ઘણી. ૩૨૮
એ સુણી શંખાસુરે વાત, હરીશું કરવા આવ્યો ઘાત. ૩૨૯
ત્યારે દોડયા હરી શંખાસુર કેડે ધાએ, ને અનંતકળા કરે તેણી વાર. ૩૩૦
જે જે કળા દૈત્ય જો કરે, તે કળાનું તેજ સર્વે હરી જો હરે. ૩૩૧
અતુલી બળ અનંત અપાર, આગળશંખાસુર નાઠો જાએ. ૩૩૨
તલાતલ પાતાળની વાટે ગયો, અને નપત ઘરમાં જઈ ઉભો રહ્યો. ૩૩૩
તપનગર કહાવે છે જ્યાંહે, ગર્ધવસેન રાજ કરે છે ત્યાંહે. ૩૩૪
તે રાજાના શું કરૂં વખાણ, સતગુરૂ કહે સર્વે લોક અજાણ. ૩૩૫
ગર્ધવસેન રાજા જો એક, તેની સભાના કહું વિવેક. ૩૩૬
ત્યાં શંખાસુર નાશી ગયો, સહસ્ત્ર કલાશું અછતો થઇને રહ્યો. ૩૩૭
ઘણી સભા ને મોટો ભૂપ, ત્યાં જઈ દુષ્ટે ફેરવ્યું સ્વરૂપ. ૩૩૮
ત્યાં જઈ સભામાં શંખાશુર શું કરે, અનેક કળા અનેરૂ ધરે. ૩૩૯
ત્યાં જોઇ એકલા દૈત્ય ભણી, સભા મનમાં હરખાઇ ઘણી. ૩૪૦
ત્યાં ચરિત્ર દૈત્ય કરે અપાર, અને લોકોમાં થયો હલહલકાર. ૩૪૧
પ્રજા સર્વે વદે એમ, એ પુરૂષ આવ્યા છે કેમ. ૩૪૨
અલોકી કોઈ પુરૂષ આવ્યો છે એહ. ત્રિભુવન પતિ કહાવે છે જેહ. ૩૪૩
એવું લોકે ધર્યું ઈમાન, જોઇ ચરિત્ર દૈત્ય તણાં. ૩૪૪
જ્યારે ગર્ધવસેનને જાણ જો થયું, ભોળા લોકને મન શું આવ્યું. ૩૪૫
ભુલી સભા ને ભુલ્યા લોક, રાજાએ કીધા સર્વે ફોક. ૩૪૬

ત્યારે ગર્ધવસેન રાજા બોલ્યા તેણી વાર, એવાં વચન સુણ્યાં હતાં વેદ મોજાર. ૩૪૭
એ દીસે છે કોઇક દૈત્ય અવતાર, જે ચરિત્ર કરે છે અપાર. ૩૪૮
ત્યાં એવો રાજા કરે છે વિચાર, હરિ હમણાં આવશે આણે ઠાર. ૩૪૯
સતપંથી રાજા હોતા તેહ, જાપ અમર થવાનો જપતા તેહ. ૩૫૦
ત્યારે બંબ હુતા સૃષ્ટિ મોજાર, પાંચ રખેસરી અવતાર. ૩૫૧
તે ચરણામૃત રાજા પીએ, દુષ્ટ તણું તે મુખ કેમ જુવે. ૩૫૨
ત્યારે રાજા પ્રધાન કરે વિચાર, એને ઘેરી રાખવો આણે ઠાર. ૩૫૩
તે ચરિત્રવાદિ ઘણો, ચોર દીસે છે હરી તણો. ૩૫૪
ત્યારે પ્રધાને વિચાર્યું મન, તમે બોલ્યા તે સત્ય વચન. ૩૫૫
તેને જાલવા તણી કીધી પેર, ત્યારે હરી પધાર્યા ઘેર. ૩૫૬
વેદીઆ વિપ્ર થઇ આવ્યા સહિ, રાજતણે દ્વારે ઉભા જઇ. ૩૫૭
ત્યારે હરિતણાં શબ્દ રાજાએ સુણ્યાં, રાય અતિ મન હરખ્યાં ઘણાં. ૩૫૮
એ બ્રાહ્મણ તો વિપ્ર ના હોએ, ત્રિભુવન પતિ કહાવે છે તેહ. ૩૫૯
ગધર્વ રાજાના પુત્ર જે એ, ગર્ધવસેન પ્રત્યે કહે છે તેએ. ૩૬૦
તમે કહો છો ત્રિભુવન નાથ, તો અમને રાખજો તમારી સાથ. ૩૬૧
પુષ્પ નામે કહીએ પ્રધાન, તેને સુઝ્યું બ્રહ્મજ્ઞાન. ૩૬૨
ત્યાં ત્રણ પુરૂષ તો અળગા રહ્યા, સર્વે લોક પાંખડે ગયા. ૩૬૩
પાંખડી ચિંતા કરે અપાર, સર્વે લોભાયા ત્યાં સંસાર. ૩૬૪
પુષ્પગંધ અને ગંધર્વસેન, ચોથા બઇ ત્યાં દમનીસેન. ૩૬૫
એ ચારે મળી કીધો વિચાર, જે હરી લઇ આવ્યા અવતાર. ૩૬૬
દમની પુત્રી રાજા તણી, સતવાદી તે કહાવે ઘણી. ૩૬૭
તે બાઇને સતેજ કરી, રાજાએ ઓળખ્યા હરી. ૩૬૮
જ્યાં રાજા તમે હરી છે તહાં, હમે પાખંડીને રાખશું અહાં. ૩૬૯
ગયા રાજા જ્યાં હરી હતાં ત્યાં, ઉભા રહ્યાં ત્યાં પાયે પડી. ૩૭૦
એ ભાગતો એવી રીત, જાણે જગોજગની પરતિત. ૩૭૧
ક્રોધે હરી બોલ્યા તેણે ઠામ, ચોર છે તારા ઘર માંહે. ૩૭૨
એણે ડમડોલ કીધો છે પૃથ્વીમાંહે, ચોર મારો રાખ્યો છે આંહે. ૩૭૩
લાવી કરી મુજ આગળ ધર, દેવા આવ્યો છું તુજને વર. ૩૭૪
ત્યારે રાજાએ હરી પ્રત્યે કહ્યું, સ્વામી અગમ જ્ઞાન લહું. ૩૭૫
તમે ઉભા રહો આણે ઠાર, ને પકડી લાવું આણી વાર. ૩૭૬
એવી વિનતી રાજાએ કહી, ગંદ પકડવા લાગ્યો સહી. ૩૭૭
પરાક્રમ હુતા દૈત્યમાં અપાર, જાણે નાઠો તેણી વાર. ૩૭૮

ત્યારે ફડ દોડયા રઘુનાથ, રાજા પ્રધાન ચાલ્યા સાથ. ૩૭૯
કેટલાએક પ્રેમી સાથે જો ગયા, આગળ જઈ હરી ઉભા જો રહ્યા. ૩૮૦
રાજા પ્રધાન સ્તુતિ જો કરે, ક્ષણે ક્ષણે પ્રેમે પાયે જો પડે. ૩૮૧
દમની ગંદ બેઉ જણા જો જાયે, દોડયા આવે ત્યાંહે. ૩૮૨
અનંત ભક્તિ અપાર, પ્રેમે હરિ ત્રુઠ્યા તેણી વાર. ૩૮૩
ગર્ધવસેનને કહ્યું હરી, પુષ્પ પ્રધાન પર દયા કરી. ૩૮૪
વામન રૂપ ધરી આવીશું હું, કમળાધેન થાસે તું. ૩૮૫
પુષ્પસેન તારો પ્રધાન, જય દેવ થાસે તારો નામ. ૩૮૬
તેણી વારે તુને વર દઈશ, જ્યારે મારીદુષ્ટને રાજ લઈશ. ૩૮૭
ગદદમની પર દયાં કરી, એમને વર આપ્યો વળી. ૩૮૮
ગદ પ્રત્યે બોલેયા ત્રીભુવન ધણી, દમની માતા થાશે તુજ તણી. ૩૮૯
કમળાપતિ તારૂં નામ, જ્યારે સહસ્ત્રાઅર્જુનના ફોડસે ધામ. ૩૯૦
હું જીતીશ દૈત્ય આવીશ આણી વાર, તમે આવશે પૃથ્વી મોજાર. ૩૯૧
એવાં વચન હરિએ કીધાં ત્યાંય, ચારે વર લઈને પાછા વળ્યા ત્યાંય, ૩૯૨
આગળ શંખાસુર નાઠો જાય, ને પુંઠે ત્રીભુવનનો રાય. ૩૯૩
ત્યાં દૈત્ય તણાં બાણ મેલી ભરી, સર્વને પ્રજાળે હરી. ૩૯૪
આગળ આવે રસાતલ પાતાલ, વળી શંખવો ઉભો રહે સાર. ૩૯૫
અનંત દૈત્ય શું યુદ્ધજ કરે, ત્યાં બોલે વચન ને રૂએ. ૩૯૬
શા માટે હરિ આવ્યો છે તે આમ, જાણ્યો નથી આગળ જવાનો ઠામ. ૩૯૭
ત્યારે વચન બોલ્યા તેણીવાર, તમે કેમ ધરસો મુજ દ્વાર. ૩૯૮
ત્યારે નાસીને પૃથ્વીમાં ગયો, અને જઈ કનકાસુરની સભામાં રહ્યો. ૩૯૯
સતગુરૂ બોલ્યા અગમ વાણ, જે હરિતણા હું કરૂં વખાણ. ૪૦૦
સતગુરૂ કહે છે એ નિર્વાણ, સતવાદી જીવનાં કરૂં વખાણ. ૪૦૧
સાંભળો રખેસર સતગુરૂ કહે, ચૌદભુવન જીવ સતવાદી રહે. ૪૦૨
પણ તે લોકને એ વિચાર બ્રહ્મા, વિશ્નુ, મહેશ્વર લઈ આવે અવતાર. ૪૦૩
સતગુરૂ વાણી બોલે છે, આંહે ભાઈ ચૌદ લોકના જીવ ઓધારવા છે આ પૃથ્વી માટે. ૪૦૪
જેમાં ઈશ્વર થઈ આવે છે અંશ, જેઓ બ્રહ્મા વિષ્ણુના છે વંશ. ૪૦૫
તેણે વંશથી એ એકે અવતાર, તે સર્વે જીવનો કરે નિસ્તાર. ૪૦૬
તે ધરી અવતાર આવે છે અહાં, જીવ કારણ પૃથ્વી માંહે. ૪૦૭
આદે વાચા દીધી છે જેહ, આદે વચન સંભારી આવે છે તેહ, ૪૦૮
આદે વચન સાંભળી આવ્યો છું, અમે, દીધી વાચામાં કાંઈ ભુલો છો તમો. ૪૦૯
જો દીધી વાચા તમે ભુલી જાઓ તો, સતગુરૂ કહે તમે દુઃખીયા થાવો. ૪૧૦

અમે જાણો છો તે બ્રહ્મા આવે છે આંહે, બ્રહ્મા વિશ્નુ મહેશ્વર વસે છે ચૌદ લોક માંહે. ૪૧૧
સર્વે લોકનું અમે ઉતાર્યું છે પાપ, તે લોક જપે છે અમારા જાુજવા જાપ. ૪૧૨
જો અમારૂં સતગુરૂ નામ, તો કંઇએ જાુજવા જપ ને જુજવા ઠામ. ૪૧૩
સતગુરૂ વિનતી કરે છે ઘણી, સાંભળો કથા રાજા કનકાસુર તણી. ૪૧૪
જે એક ટોલના જીવ જેહે, તે સર્વે મંડલ વસાવા તેહે. ૪૧૫
તેણે ઓળખ્યા અમારા તન, તો અમે દીધું તેને સતવચન. ૪૧૬
વચન બાંધ્યા અવતર્યા છીએ આંહે, સર્વ જીવને ઓધારવા છે પૃથ્વી માંહે. ૪૧૭
જ્યાં ત્યાં ફળ હોસે તેઓને વાસ, અમારા જીવ તે હોશે અમારે પાસ. ૪૧૮
એવી વાણી સતગુરૂ કહે, અમારા જીવ એ અમારી પાસે રહે. ૪૧૯
ત્યાં જઇ શંખાસુર શું કરે, પરપંચ લઇને સભામાં સંચરે ૪૨૦
ત્યાં શ્રી હરિ શું કરે, જે અનંત કળા સંપુર્ણ ધરે. ૪૨૧
ત્યારે દૈત્ય રાજાની સભામાં ગયો, અન અતુલી બલતો અછતો થઇ રહ્યો. ૪૨૨
ત્યારે હરિ એવું ચિત્તમાં ધરે, તે દેવ પૃથ્વીને લઇ જઇ સંચરે. ૪૨૩
જ્યારે પૃથ્વીના માર્ગે જઇ બેઠો દેવ, ત્યારે ગાંધર્વ મળ્યા તતખેવ. ૪૨૪
ત્યાં દેવે અગમ અગોચર ચરિત્ર કર્યો, ને ગાંધર્વ સાથે આપ સંચર્યા. ૪૨૫
ત્યાં દેવ કુદરતિ એક સર્પજ વસ્યો, તે સર્પ જઇ માદળીયાને ડસ્યો. ૪૨૬
ત્યાં માદળીયું સર્પે ડસ્યું. ને ગુરૂ પરવારી ગંધર્વ વસ્યો. ૪૨૭
ત્યાં ગંધર્વ ખેલ કરતા ભઆ, ભઆઇ તે કારણ હરી સાથે ગયા. ૪૨૮
ત્યાં ગાંધર્વના મનમાં એવી ફિકર જો થાઇ, હવે માદળીયા વિના માદલ કોણ બજાઇ. ૪૨૯
ત્યારે હરિ મનમાં બોલ્યા વિચાર, તમે કહો તો માદલ બજાવું અપાર. ૪૩૦
ત્યારે ગંધર્વ બોલ્યો તતખેવ, તું તે માદલીયાની સુણજો ભેદ. ૪૩૧
ત્યારે ત્રિભુવની દેવ એમ જો કહે, ત્યારે સતરા એ નામે ગંધર્વ રહે. ૪૩૨
તેને દ્વારે દેવ ઋઠ્યા સહી, ત્યાંથી માદલીયાની પેર જો લહી. ૪૩૩
ત્યારે ગંધર્વ બોલ્યા તેણી વાર, હવે આપણું કારજ સર્યું અપાર. ૪૩૪
ત્યારે ગંધર્વ ઉતર્યા તતખેવ, તે તો બેઠા કનકાસુરને ઘેર દેવ. ૪૩૫
ત્યાં જઇ કીર્તનનો માંડયો મંડાણ, ત્યાં શંખાસુર દાનવ બેઠો જાણ. ૪૩૬
ત્યાં [illegible] ર્તન માંડયો અભાર, ત્યારે માદલ લઈને બેઠો દાસ. ૪૩૭
જ્યાર શંખવો મનમાં આનંદ જો કરે, ત્યારે માદલીયું અચંબી રહે. ૪૩૮
ત્યારે શ્રી હરી સભામાં ગયા, આપો આપેમાદલીયા થયા. ૪૩૯
ટેગ એક વજાડી જ્યાં, ત્યારે ત્રણ ભુવનમાં નગર જ્યાં ત્યાં. ૪૪૦
જ્યારે માદલ બોલ્યા ધમધમકાર, ત્યારે કંપ્યા છે પાતાલ. ૪૪૧
જ્યારે મૃદંગ વજાડ્યા શ્રી હરિ, ત્યાં દેવલે ત્રણ ભુવનમાં ગર્જના કરી. ૪૪૨

ત્યારે શંખાસુર મનમાં એવું ધરે, માદલીયું હોય તો એવું ના કરે. ૪૪૩
ત્યારે કનકાસુર રાજાએ જાણ્યું સહી, એ પરમ પુરુષ માણસ નહિ ૪૪૪
કનકાસુર, કરૂણાસુર, વિદ્યાસુર, વ્યાસુર, ચોથા એ. ૪૪૫
ચારે બંધવ જાયને એ સું કરે, લાગે પાય હરિની સેવા ઓચરે. ૪૪૬
સ્વામી તમે વસો છો પૃથ્વી માંહે, ધનભાગ્ય અમારાં જે પધારયા આંહે. ૪૪૭
જે ઇચ્છા કરતા હતા અમો, કૃપા કરી સ્વામી આવ્યા તમો. ૪૪૮
સ્વામિ તમે અવિનાશી અવનીના છો દેવ, અમે શું કરીશું તમારી સેવ. ૪૪૯
ભલે શંખવો આવ્યો આંહે, જે તમે પધાર્યા પાતાળ માંહે. ૪૫૦
જ્યારે તમે આવ્યા પાતાલ, ત્યારે અમને મુક્તિ થઇ હો દિનદયાળ. ૪૫૧
સ્વામિ કરી સ્થાપના ને આપો ધર્મ, તારો અમારાં જગેજગના કર્મ. ૪૫૨
ત્યારે પ્રેમે હરિ પામ્યા આનંદ, અને શંખાસુરનો કરવા ફંદ. ૪૫૩
ત્યારે ત્રિભુવન પતિએ દીધું વચન, અને કનકાસુર દીધા હરિચંદ. ૪૫૪
તમે એક એક કુળમાં થઇ, વાસો વસશું અમરાપુર જઇ. ૪૫૫
સત્ય વચન ભાંખસુ અમો, મુક્તિ કારણ રાજા કજ્ઞાસો તમો. ૪૫૬
ત્રણે બાંધવ રહ્યા તેણે ઠાર, સરજાવા સહુ કુળ મોજાર. ૪૫૭
હવે શંખાસુરને પકડવા ચાલ્યા શ્રી હરિ, ત્યારે મોટે માર્ગે ચાલ્યો નિસરી. ૪૫૮
દઇત્ય કલા હિણાં જો થઇ, શ્રી હરિ પકડશે જઇ. ૪૫૯
તે પાતાળમાં ભૂતલ દે, ત્યાં જઇ શંખવે મેલોય વેશ. ૪૬૦
ભાગ્યું બળ ને કોપ્યો મન. હમણાં મારૂં ભાંગશે તન. ૪૬૧
ભુતળ દેશ ભેદ નગર કહાવે છે જહાં, રાજા મચ્છ રાજ કરે છે તહાં. ૪૬૨
ત્યાં એક અઘોરી સતવાદી એક, એણે મહા તપ વળી કીધાં અનેક. ૪૬૩
તેણે અનેક અગ્નિની ખમી આંચા, તે તપે પુત્ર પામ્યો પાંચ. ૪૬૪
પાંચે પુત્ર મળી શું કરે, તાતની સેવા આચરે. ૪૬૫
એવું તેણે જાણ્યું જ્ઞાન, સેવાતણું તેણે લીધું ધ્યાન. ૪૬૬
એ પાંચે બંધવની એવી રીત, એક એક સાથે બાંધી પ્રિત. ૪૬૭
મહા સંતોષે પાંચે રહે, પોતાનો ગુણ કો કોને ના કહે. ૪૬૮
તે ધર્મ તણો કરે અહંકાર, એકમના થઇને એક વિચાર. ૪૬૯
એક માંહી થકી વાણી કહી, તો પાંચેને મન આવ્યું સહી. ૪૭૦
તે સમે હરિ ત્યાં ગયા, જઇ તે દ્વારે ઉભા રહ્યા. ૪૭૧
ત્યારે મચ્છ રાજાને થયું જાણ, હરિ આવ્યા તે સહિ પ્રમાણ. ૪૭૨
ત્યારે રાજા સામો આવ્યો જેહ, પાંચ પુત્ર વળી સાથે તેહ. ૪૭૩
આવીને હરિને લાગ્યા પાય, વચન વદો ત્રિભુવનરાય. ૪૭૪

ત્યારે હરિને વાણી કહી, ચોર મારો આવ્યો છે અહીં. ૪૭૫
ચોર દેખાડશે જેહ, મુગત પદારથ પામશે તેહ. ૪૭૬
મંગની નામે પુત્ર જેહ, પાંચમાં મોટેરો તેહ. ૪૭૭
તેણે વચન કહ્યું તેણી વાર, તે ચોર આવ્યો છે અમારા ઘર મોજાર. ૪૭૮
બોલ્યા હરિ સર્વે ધાઓ મળી, રખે ચોર જાએ ટળી. ૪૭૯
ત્યારે મંગની દેવ બોલ્યો એહ, સ્વામી ચોર ટળી જાય તો પાડું દેહ. ૪૮૦
સુણી વચનને ત્રુઠ્યા બ્રહ્મ, તારૂં નામ યુધીષ્ઠર થાપું ધર્મ. ૪૮૧
થાપી પુંઠને મસ્તક દીધો હાથ, દેશું કષ્ટ પણ લેશું અમરાપુર સાથ. ૪૮૨
એ વચન સુણ્યા તેણીવાર, ચારે બાંધવ લાગ્યા હરિને પાય. ૪૮૩
ત્યારે શ્રી હરિ બોલ્યા ત્યાંય, પાંચે એકમના થઇને રેહજો પૃથ્વીમાંય. ૪૮૪
છેલ્લો જુગ ઉતરતાં અવતાર, અથરવેદનો પહેલો વિસ્તાર. ૪૮૫
લેશું કલંકને બુદ્ધ અવતાર, તમ તણા કરીશું વિસ્તાર. ૪૮૬
કરી પ્રણામને દોડ્યા શંખવા ભણી, ત્યાં દઇત્યે કળા કીધી ઘણી. ૪૮૭
ત્યાંથી શંખાસુર નાશી ગયો, મહા પાતાળમાં જઇને રહ્યો. ૪૮૮
સતગુરૂ બોલ્યા અગમ વાણ, સુણી લેજો તમે સર્વે જાણ. ૪૮૯
જેણે સરજ્યાં ચૌદભુવન, અને માંડયા મંડાણ તેના શું કરૂં વખાણ. ૪૯૦
અનંત કળા દઇત્યમાં હોય, જેણે સરજ્યા તેમારે સોય. ૪૯૧
મહા પાતાળમાં શંખવો ગયો, સુરમલરાજાની સભામાં જઇ રહ્યો. ૪૯૨
સુરમલ રાજા કહાવે છે જેહ, દઇત્ય ઉપાસણીક એ તેહ. ૪૯૩
વૃત દઇત્ય તણુ કરે, ધ્યાન ઉપાસન રાક્ષસનાં ધરે. ૪૯૪
દાનવ કુળના કરે વિવેક, ચંદ્રસેન તેને પુત્ર એક. ૪૯૫
પુત્ર પિતાને નવ બને લગાર, ભક્તિ કારણ થાયે નિત રાડ. ૪૯૬
નગરના લોક સર્વે કેવા મળે, તેના આગળ વચન કોઇનાં નવ ફળે. ૪૯૭
શંખવાને હરિ જોતા ગયા, દૈત્ય ઘરમાંને હરિ દ્વારે રહ્યા. ૪૯૮
ભાખે વાણીને સતગુરૂ હસે, ભાઇ એવા લોક પાતાળમાં વસે. ૪૯૯
ત્યાં રાજા દૈત્યને રાખી રહ્યો. કુંવર દોડી હરિ પાસે ગયો. ૫૦૦
સતગુરૂ કહે એ પુરૂષ છે એક, પણ ચૌદ લોકમાં એનાં જાુજવા વિવેક. ૫૦૧
સતગુરૂ કહે ભાઇ સુણજો તમો, જાણું છું તે કહું છું અમો. ૫૦૨
સુણી લેજો તમે જાણ સુજાણ, મુક્તિ કારણે સર્વે માંડયું મંડાણ. ૫૦૩
જે લોકમાં મુક્તિ નહિ, સતગુરૂ કહે ત્યાં શું કરૂં જઇ. ૫૦૪
ત્યાં પુત્ર પિતાને પડયો વિવાદ, ચંદ્રસેનને સુરમલરાજ. ૫૦૫
કહે શંખવો શુણ સુરમલરાજ, તુજથી રહે દૈત્ય કુળની લાજ. ૫૦૬

અનેક દેશ મેલી આવ્યો છું હું, રૂદ્ર રે કુળમાં કહેવા છે તું. ૫૦૭
મેં લીધા વેદ ને વસાવું વેર, હરિ આવશે મુજ માટે તુજ ઘેર. ૫૦૮
જો તું બળ બાધે બળવંત, તો જાય ફરીને થાય આનંદ. ૫૦૯
એ છે એકલાને તારો કુંવર જોડ, ઐને મારે દૈત્ય છાસઠ કરોડ. ૫૧૦
બાંધ બળને ઘરની રીત, એ દઈત્ય કુળની પ્રતિત. ૫૧૧
તુજ આગળ હોસે એહ, તુજને ગાંજી જાસે તેહ. ૫૧૨
હું ભણી મંત્રને હુંકારૂ દઈત, કુળની પ્રતિત. ૫૧૩
સતગુરૂ કહે અગમ કથા, સુરજમલ શંખવા સાથે મથ્યા. ૫૧૪
ત્યારે શંખવો રાજા સુરજમલને કહે, તું રાખે તો દઈત સર્વે તુજ પાસે રહે. ૫૧૫
ત્યારે ચંદ્રસેન બોલ્યો તેણીવાર, અહિં દઈત્ય ન રહે લગાર. ૫૧૬
દઈત્ય રાખી અમે શું કરૂં, વિષ્ણુ આગળ જઈ ક્યાં રહું. ૫૧૭
નથી મારગ પૃથ્વી માંહે, એ આગળ નાસી જાસે ક્યાંહે. ૫૧૮
શુન્ય તણો આવ્યો વિસ્તાર, માટે તુને મારસે નિરધાર. ૫૧૯
જઈ હરિતણે લાગે પાય, એ થકી તારો અનુગ્રહ થાયે. ૫૨૦
સુણી વચન ને દઈત્ય ક્રોધે ચડયો, ઘણી રીશને બહુ બળે ભર્યો, ૫૨૧
કહો મે બ્રહ્મા જીત્યા તેણી વાર, જીત્યાં શક્તિ તર્તકાલ. ૫૨૨
જીત્યા શિવને રાખ્યું નામ, જેણે મને આપ્યું જ્ઞાન. ૫૨૩
જીત્યા દેવતા સહુ, જે બ્રહ્મા પાસે હતા બહુ. ૫૨૪
એ વિશ્નુ દોડી આવ્યો આંહિં, મેં સર્વે જીત્યા ત્યારે હતો કાંઈ. ૫૨૫
મને નારાયણે કહ્યું ફરમાન, ત્યારે મે ઉતાર્યાં સર્વેના માન. ૫૨૬
એવું વચન કહું છું અમો, જાઓ પાછા વળી તમો. ૫૨૭
યુદ્ધતણું રાખો છો જોર, તો હું દઈત્ય રાખું છું છાસઠ કરોડ. ૫૨૮
એવી વાત કહે છે કથી, હું જેવો બીજો નિપજ્યો નથી. ૫૨૯
જેણે નિપજાવ્યો છે તેનો દાસ, તેનાં અંગનાં હસો તો આવીશું તમારી પાસ. ૫૩૦
એવાં ચંદ્રસેન પર તે કરે વખાણ, જઈ હરિશું કરો જાણ. ૫૩૧
ત્યારે આવ્યા ચંદ્રસેન હરિની પાસ, અને દઈત્યાતણા કર્યા વચન ફરમાન ૫૩૨
હો સ્વામી એ દુષ્ટ તો ક્રોધે ભર્યો, રાજા સુરજમલની પાસે રહ્યો. ૫૩૩
અહંકાર કરે છે એહ, અને વચન નથી માનતો તમારૂં તેહ. ૫૩૪
કે છે અમે સર્વે જીવના તહાં, ત્યારે તમે વળી હુતા કહાં. ૫૩૫
સાને કારણ વળી તમે દુઃખીયા થાવો, તમે વળી નારાયણ પાસે જાવો. ૫૩૬
ત્યારે હરિ બોલ્યા તેણીવાર, સુણો ચંદ્રસેન કહું વિચાર. ૫૩૭
અમને નારાયણે આપ્યું ફરમાન, અમને કીધા આપ સમાન. ૫૩૮

તબ સુરજા રાણી ત્યાં બોલ્યા છે બહોર, તમે વચન સુણો સતગોર. ૫૪
સ્વામી અમારા ઘરમાં આઠ પ્રાણી મળી એકે વિચાર, તો એવા સતપંથ ધર્મ દેખાડો સાર. ૫૫
જ્યાં અમે આઠ પ્રાણી મળીને બેસીશું એકાંત, ત્યાં આ સતપંથ ધરમની કરીશું વાત. ૫૬
જ્યારે સુરજારાણી કમલા કુંવર કહે સતગુરૂશું મરમ, ત્યારે પીરશમસે આલ્યો સતપંથ ધરમ. ૫૭
જ્યાં આઠ પ્રાણી ઉભાં છે કરજોડ, ત્યાં પીર શમસ બોલ્યા બોહોડ. ૫૮
તમે સુણો સુરજારાણી કમલા કુંવર અગમ નરવાણ, બાઇ તો આગળ મહાદન આવે છે જાણ. ૫૯
જ્યારે નવનેજા ઉપર આવશે અસમાન, ત્યારે સહસ્ત્ર કળા લઇને તપસે ભાણ. ૬૦
ત્યારે ત્રાંબાવરણી ધરતી થાશે શું કરૂં વખાણ, જેણે આ સતપંથ સેવ્યો નહિ તે તો જલસેઘણા. ૬૧
બાઇ જો સતપંથ સાચશું ધાઓ સાર, તો તેને મહાદન નહિ લોપે લગાર. ૬૨
જે સાચા સતપંથથી ઉતરે છે પેલે પાર, ત્યાં જુઠાને શિર પડશે ઘણનો માર. ૬૩
બાઇ જો એક મહાદનમાં થાય છે ઠોકાઠોક, તેવું જાણી આ સતપંથ ધાઓ તમે સતી લોક. ૬૪
જ્યારે એસી વાત સુરજારાણીને સતગુરૂએ કહી, ત્યારે આઠ જણા સતશું રોયા સહીય ૬૫
ત્યાં સુરજારાણીને કમલાકુંવર વિનતી કરે સતભાએ સ્વામી હવે અમથી મહાદન વેઠયા નહિ જાએ. ૬૬
અમને આલો ધરમ તમે સૃષ્ટિના ધણી, અમે અપરાધી જીવ ક્યાં લગી સિફાયત કરૂ તમ તણી. ૬૭
જો સ્વામી અમે હતા નાદાન તમારા પ્રાણ, તો અમે આજ દઇત્ય ઘેર આવ્યા જાણ. ૬૮
જેમ બત્રીસ દાંત વચ્ચે તમે જીભ્યા રાખી સાર, તમે સ્વામી અમને લેજો ઉગાર. ૬૯
જ્યારે પૂર્વ જનમની સેવા અમો સર અમથી રહી, ત્યારે આ દઇત્ય ઘેર આવ્યા સહી. ૭૦
હાંરે બાઇ સતગુરૂ કહે દઇત્ય દુષ્ટ કાલીંગો જાણ, હવે એને શ્રી હરિ મારશે નરવાણ ૭૧
સ્વામી તે દઇત્ય ઘેર વાસો જન્મ અમારો ભયો, હવે સતગુરૂ સમસ છે સારથી અમારો થયો. ૭૨
જે જીવ તમારા હતા તે તમે લીયો ઉગાર, તે માટે વળી દોડી આવ્યા દઇત્યને દરબાર. ૭૩
એવું સુરજા રાણી કમળાકુંવર બોલ્યા તેણે ઠાએ,
ત્યાં એકાંતે આઠ જણા પીરશમસને લાગ્યા પાયે. ૭૪
અજીઆ વીજીઆ બેની અલકા કુંવર તે કેવળ ભાઇ, રંગરૂપ કમળા કુંવરને સુરજા માય. ૭૫
એ આઠ જણાની એક સજાઇ, ત્યાં એવી સતગુરૂ શમસ બોલ્યા છે ભાઇ. ૭૬
જે પીર શમસ ગુરુ ત્યાં એસા કીયા, તે આઠ જણાશું નામ ધરમ પ્રત બોલજ દીયા. ૭૭
બાઇ તમે પાળો આ સતપંથને ચાલો આજ અથરવેદ.
જેમ કોઇ દઇત્ય દરબારમાં ન જાણે ભેદ ૭૮
તે ગુરૂએ સાડી સાત કરોડી જીવને નીમજ દીયા જહાં,
ત્યારે ગુરૂનરનો જાપ પીરશાહા જપાવ્યો તહાં. ૭૯
બાઇ તમે પાળજો એવા સતપંથના મરમ, અને ખરી દશોંદ આલજો સતગુરૂને ધરમ. ૮૦
એ ધરમ અમને અનામત પોંચે સહી, જો તમે પેટીમાં ઘાલીને દરીયા મુસાફરને સાંપજો જઇ. ૮૧
ત્યાં એસી પીસ શમસ બોલીયા સતવાત, અને મુખી કમળા કુંવર શીર દીયાં હાથ. ૮૨

એવા પીર શમસ ત્યાં ચાલ્યા કહી.
હવે ભગત કમળા કુંવર શીર બાર કરોડીના ભાર લખયા સહી. ૮૩
ત્યાં મળી ગત ને મુખી સહુ કરે વિચાર, ગુરૂજી જબ ચડે સેન સાહેબનું તબ દેજો દેદાર ૮૪
બાઈઅમે તો પાસે તમારી છઉં તે હરદમ જાણ, તમને દેદાર દેણેકુ નીત આવું પરમાણ. ૮૫
હાંરે બાઈ અમે ભગતુને દેદાર દેવા નતનત આવું સહી, ત્યાં પીર શમસે મુનીવરસુ એસા કહી. ૮૬
ત્યાં પીર શમસે સર્વ ભક્તો શું વિદા થઈ, અને મુસાફરીએ સધાર્યા સઈ, ૮૭
દરવેસી વેસે ચોવીસ મુલકમાં પ્રત બોલ્યા જેહ, વળતાં ફરીને જાંબુદિપમાં આવ્યા તેહ. ૮૮
જે ગુરુ શમસ ચોટના પીર નસરદીન જાણ, તે ગુરૂના પીર સાહેબદીન હુવા પરમાણ ૮૯
જે ગુરૂ અવતાર પીર સુદરદીન ભયા, તે ગુરૂ ભક્તોને કારણે આ કલીજુમાં પ્રગટ થયા. ૯૦
જે ગુરુ પ્રગટ થઈ ભક્તોમાં આરંભ કીયા, ત્યાં છત્રીસ કરોડીને પ્રતનિમ ધરમ જો દીયા. ૯૧
તે તેમાં બાર કરોડી દેવ સાચા કહેવાય, બાકી ચોવીસ કરોડી તે કુડા દોજકમાં જાયે. ૯૨
જે બાર કરોડી દેવે સાચા મુનીવર ભયા, તે પીર સુદરદીન સાથે શાહા દરગે ગયા. ૯૩
જે ગુરૂ સાથે ગયા પીર કબીરદીન બાળ, તે શાહા દરગે જાતાં વજની ભીંત ઉઠી તતકાળ. ૯૪
તહાં સતગુરૂએ મનમાં કહ્યું છે કે એક આણી મોટ, તે કારણ શાહા દર્શનની આવી ખોટ. ૯૫
જે પીર સુદરદીન છ માસ લગી વિનતી કરી સહી, તે વિનતીએ વજની ભીંત ફરાક જો થઈ. ૯૬
તે પીરસુરદીને છ માસ લગી એક પગે કીયો આએ. ત્યારે વજની ભીંત ફાટીને દુર કટકા થાયે. ૯૭
જ્યારે પીરસુરદીને છ માસ લગી તપ કર્યો છે. આએ,
ત્યારે પીરકબીરદીનને મન આરંભ જો થાએ. ૯૮
જહાં પીર સુદરદીન ગલામાં તોક પહેરી તપ કીધો સહી,
ત્યારે પીર કબીરદીને પચાસ ગજની પાઘડી વણાવી તહીં. ૯૯
જે પીર કબીરદીને પચાસ ગજની પાઘડી વણાવી ધરી.
તેમાં ગજ ગજને પરમાણે શાહાની શીફાયતે કરીય ૧૦૦
જ્યારે પીર સુદરદીને સંપ કરી તપ કીધો જાણ, ત્યારે શાહોજી પ્રગટ થયા નિરવાણ. ૧૦૧
જે પીર સુદરદીન એક પગે ઉભા સત ભાએ, તે ગુરૂ સફાએત કરે ભલે આવ્યા તમે શાહે. ૧૦૨
શાહોજી અમે હત્યાચારી તમે રક્ષણહાર, હવે આ ગત તમારે ને દેજો દેદાર. ૧૦૩
શાહોજી આ ગત ઉપર તમે ચિંતા ધરો, સ્વામી તમે ખાક માંહેથી જીવ પેદા કરો. ૧૦૪
શાહોજી અમે ન કુછ તમે ત્રીભુવન કિરતાર
સ્વામી તમથી પહેલાં અનંત કરોડી દેવ ઉતર્યા પાર. ૧૦૫
શાહોજી તમે ભગત સખા આ સદા કરે પાલ, સ્વામી તમે ધરણીધીર છો દિન દયાળ. ૧૦૬
એવી સતગુરૂ વિનતી કરે શાહોજી શું ચિંતા, દહિસ્વામી તમે પિતા અમે બાલક સહી. ૧૦૭
શાહોજી અમે ગુનેહગાર તમે રક્ષણહાર, સ્વામી હવે આવી ગત ને દેજો દેદાર. ૧૦૮
એવા સતગુરૂનાં વચન સુણી શાહોજી બોલ્યા સોએ, પીર હમતમ આખર નહિ કુછ દોએ. ૧૦૯

સતગુરૂ હમતમ મળીને એકજ દેહ, પીર તમે કાયકુ ઈતના ધરો સ્નેહ ૧૧૦
જ્યાં પીરે ગળામાં તોક પહેરી છ માસ લગી તપ પુરો કરે,
ત્યાં પીર કબીરદીન શાહા પાસે આવી સાંચરે. ૧૧૧
ત્યારે શાહોજી બોલ્યા ગુરૂજી શું બહુ હેતજ કરી,
અને પોતાની શીરપાઘ તે ગુરૂના શિર ઉપર ધરી. ૧૧૨
જ્યારે શાહોજી પોતાને મસ્તક ઉઘાડા ફરે,
ત્યારે પીર કબીરદીન સસ્બંધ કાઢીને શાહા આગળ ધરે. ૧૧૩
તે સતગુરૂ શિરબંધનો છેડો છોડી દે શાહને હાથ.
અને તે ગજ પ્રમાણે લખી શાહાની સફાત. ૧૧૪
તે પાઘડીનો છેડો લઈ શાહોજી સરપાવ બાંધે જાણ, અને ગુરૂ સફાત વાંચી રીઝયા પ્રમાણ. ૧૧૫
જ્યારે તહાં બાંધી પાઘડી નવછોગાં સમેત, ત્યારે શાહોજીના દીલમાં ઉપન્યું હેત. ૧૧૬
તે શાહોજીએ હેત ધરીને પીર કબીરદીનકું બોલાવીયા,
તે ગુરૂને અનંતકરોડીના વર ત્યાં દીયા. ૧૧૭
જ્યારે તે નવ છોગાની પાઘડી ગુરૂને શિર મુકી જાણ,
ત્યારે પીર કબીરદીનનું નામ તો પીર હસનશાહ ધર્યા પ્રમાણ. ૧૧૮
જ્યારે શાહોજીએ પીરહસનશાહા નામ ગુરૂનાં દીધાં તહી, ત્યારે નવખંડના પીર થયા સહી. ૧૧૯
આજ હુસેનીમાં ધર્યા હસનશાહા તે પીર કબીરદીનનું નામ,
સતગુરુ તમે આ કલયુગમાં અનંત કરોડી જીવના કરજો કામ. ૧૨૦
ત્યારે પીર કબીરદીન રોયા એક વિનંતી શાહાસુ કહી,
સ્વામી અમથી આ કલીયુગનાં લોકોનો ભાર ઉપડશે નહીં. ૧૨૧
આજ કલયુગમાં પાપ વરતે સબકોએ, તે માટે અનંત કરોડી જીવની કેમ નીપજ હોએ ૧૨૨
સુણો પીર હસનશાહા તમને કહું એક વાત,
અમે ભક્તો કારણે ઈમામશાહા ઘેર આવીશું નર વિખ્યાત. ૧૨૩
જ્યારે એવો કોલ સતગુરૂ કબીરદીનને આપ્યો જાણ. ત્યારે શાહોજીએ કોલ દીધો સહી પ્રમાણ. ૧૨૪
અમે આવશું તેના નિશાન એ જાણ, જે ગુરૂ જામાને છઠ્ઠીમાં હાદરી કોસી લઉ પ્રમાણ. ૧૨૫
સતગુરૂજી તમે આગમ દેખાડો ભક્તોને અમારા ઠામ,
અમે પાછળથી કરીશું અનંતકરોડી દેવના કામ. ૧૨૬
જે અનંતકરોડીનો વર શાહે પીર હસનશાહને આપ્યો જહાં.
તે સતગુરૂએ પીર શાહાનો જાપ જપાવ્યો તહાં. ૧૨૭
જે આજ કલીજુગમાં ભગત જપશે પીર શાહાનું નામ,
તે મુનીવર આગળ અમરાપર પામશે ઠામ. ૧૨૮
જે આજ કલીમાં અવલ આખર જપે છે પીરશાહા જાપ તે સહી અમરાપર લે છે આપ. ૧૨૯

જે પીરશાહા વિના કલીમાં બીજા જાપ જપાવે છે કોએ.
તે દૈત્ય કાલીંગાના ચેલા અવતરશે સોએ. ૧૩૦
જે અનંતકરોડીના વર લઈ પીર હસનશાહા પાછા ફયા, તે ગુરૂ જાંબુદીપમાં આવી સંચર્યા ૧૩૧
જે અનંત કરોડીનાં વર લઈ પીર હસનશાહા જાણ. તે ગુરુ તનથી પીર ઈમામશાહા હુવા પ્રમાણ ૧૩૨
જે પીરઈમામશાહાને શાહોજીએ બોલજ દીયા. તે સતગુરુ ઈમામપુરી નગરીમાં પાઠવીયાં. ૧૩૨
જ્યારે ગુરૂ ઈમામશાહા મુલક હિંદુસ્તાને આવ્યા જાણ, તે ભક્તને કારણે પરત બોલ્યા નિરવાણ ૧૩૪
તે ગુરૂ ઈમામશાહાના સૈયદ મહંમદશાહા હુવા જાણ, જેણે પીર હસનશાહાને આલ્યા વર ઘણા. ૧૩૫
ત્યાં લગી સતગુરૂ શાહોજીએ આપ દેખાડયા જાણ, તે પછી ગુરૂનર આલ્યો પંથ નરવાણ. ૧૩૬
જે ગુરૂ આદ અંતના અંગથી નબીમહમ્મદ રસુલ હુઆ જાણ.
તે ગુરૂ કલીયુગ અંતે પીર ઈમામશાહા પર્‌માણ ૧૩૭
જે ગુરૂએ આઠ લાખ કરણ લગી પ્રથમ તપ કીધો નરવાણ.
તે ગુરૂ આજ ઈંદ્ર ઈમામશાહા અવતાર જાણ. ૧૩૮
જે આ કલીયુગ અંતે બ્રહ્મા નારાયણ આવ્યા દોએ, આજ તે સુપાત્રને પરખી લેજો સબકોએ. ૧૩૯
તે ગુરૂ આજ અનંત કરોડીના વરદાન આલે જાણ,
પણ જે સાચા ઈમાની હશે તે નીપજે છે નરવાણ. ૧૪૦
મુનીવર ભાઈ સો દિન તેડાં આવ્યા જોએ, હવે તે ગુરૂનરની કુરસી પુરી હોએ. ૧૪૧
જ્યારે કુડ કપટ કલીમાં બહુ વ્યાપસે જાણ, ત્યારે મુનીવર સોઈ દિન આવશે નરવાણ. ૧૪૨
તે ગુરૂને તપે સીત્તેર સહસ્ત્ર હુસેનિવર પામશે પ્રમાણ, જો ગુરૂનરનો લંગાર ખાતા જાણ. ૧૪૩
તમે મુખી મુસાફર ગત સાંભળો સરવે કોએ,
આ તપસી ગુરૂનરના પગની પાવલ પીધા વિના મુગત ન હોએ. ૧૪૪
આ કલયુગમાં અથરવેદ કહે સતભાયે, આજ તપસી ગુરૂને ન માને તે નષ્ટે દોજક જાએ.૧૪૫
જે આજ તપસી ગુરૂ ઉપર આણે ઈમાન, તે સવાલાખની અમરાપરી પામે ઠામ. ૧૪૬
જે કોઈ આ તપસી ગુરૂને પુરા સેવા કરશે દેદાર, તેને મહાદન નહીં લોપે લગાર. ૧૪૭
આજે ઈમામપુરી નગરી પાસે સાબરમતી નદી જાણ,
ત્યાં ગુરૂનર તીરથ જાંબુદીપે આવ્યા નિરવાણ. ૧૪૮
ત્યાં મુખી કમલાકુંવર થાશે જાણ,
અને તપસી ગુરૂની દુવાથી ચોવીસ મુલકના જીવ છુટે નિરવાણ ૧૪૯
આજ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર જાંબુદીપે બેઠા જાણ,
તે ઘેર મુખી દશોંદ મોકલે તો જીવ છુટે નિરવાણ. ૧૫૦
ત્યાં ચોવીસે મુલકના દેવલોક આવ્યા જાણ, જે ગતમાંહા ગુરૂનર બેઠા પ્રમાણ. ૧૫૧
જે નવખંડના દેવ લોક જાંબુદીપમાં આવ્યા સોએ, ગુરુનરને પ્રતાપે ગતમાં મેળા હોએ. ૧૫૨

આજ ગુરૂ ઇમામશાહા વિના બીજા ગુરૂ કલીયુગમાં મત જાણ,
તે એવા સતગુરૂ આગમ ભાખ્યા નિરવાણ, ૧૫૩
આ કલીયુગના શો નિશાન તેના પરછા જાણ, તમે સાંભળો મુનીવર તે નિરવાણ. ૧૫૪
જ્યારે કલીયુગમાં કાયમ પ્રગટશે પધારશે જાણ,
ત્યારે કલીયુગનાં સો નિશાન પુરાં હશે નિરવાણ, ૧૫૫
જે દુનીઆનું પાપ મુનીવરનું પુન લોપસે દોએ, તે પહેલું નિશાન કલીનું જોએ. ૧૫૬
જ્યારે દરીઆ લીહી લોપસે અપાર, ત્યારે બેડી બુડસે તે સહી નીરધાર. ૧૫૭
ત્યારે દંઇ ઉપર માખણ નહિ ઉતરે વાલ, અને સ્ત્રી મેલશે રોતાં બાલ. ૧૫૮
જ્યારે પાતાળના પાણી ખુટશે ધાર, ત્યારે ધરતી પાપે નહિ ઝાલે ભાર, ૧૫૯
જ્યારે બ્રાહ્મણ શુદ્રને પરણશે જાર, અને પુરૂષ મેલશે પોતાની નાર. ૧૬૦
ત્યારે દોનું બંધવ લડશે અપાર, અને તે હૃદયમાં દયા નહિ લાવે લગાર. ૧૬૧
જ્યારે એવાં પાપ કપટ કલીમાં વરતાએ સહી, અને રાજ બોલાસે આલજ કહી. ૧૬૨
ત્યાં નવ વરસની નારી બેટા પ્રસવે નરણે, અને ગૌઆ વાછરૂ દો દો જણે. ૧૬૩
ત્યારે એક નારીને ત્રણ બાળક સાથે જન્મે જોએ, ભાઇ તે પણ નિશાન કલીયુગનાં હોએ. ૧૬૪
આજ કલીમહાં અનાજ ઓછા પાકશે જે, અને વરસાદ વિના કાળ પડશે તે. ૧૬૫
ત્યારે માતપીતાને તે વઢશે આલ, અને બંધવ બેનીને દેશે ગાળ, ૧૬૬
ત્યારે દાસી જાયે પુત્ર રાજ કરશે જેહ, અને કુળનું કાળજાું ખાસે તેહ. ૧૬૭
ત્યારે બ્રાહ્મણના ત્રાગા ત્રુટા કેવાએ, ત્યાં ક્ષત્રિના ક્ષત્રાવટ જાએ. ૧૬૮
જે સર્વે લોક પાપી પાખંડે રાચશે તહીં, તે કાલીંગાના ચરપટ કરશે સહી, ૧૬૯
જ્યારે એવાં પાપ કલીમાં વ્યાપસે અપાર, ત્યારે વાસંત છોડે પ્રથવીનો ભાર. ૧૭૦
ત્યાં આયુષ ઓછાં માનવીને હોએ, અને જાુઠા કર્તવમાં જાસે સોએ. ૧૭૧
જ્યારે લોભ કપટ આ કલીમાં વ્યાપશે જેહ, ત્યારે રાજા દીધી વાચા નહિ પાલે તેહ. ૧૭૨
જે લોક વિશ્વાસઘાત કરશે ઘણી, હૃદયામાં દયા નહિ પાળે ઘણી. ૧૭૩
જે લોક જીવહિંસાં કરશે બહુ કામ, તે કુડકપટ કરીને મેળવસે દામ. ૧૭૪
જે કાંઇ દામ લઇને દાટે ધરતીમાં જાણ, તે ઉપર ફણિધર ફરસે નિરવાણ. ૧૭૫
જે એવાં કપટ કરી કળીજાુગમાં અવતરે, તે આગળ સરૂપે સર કુટી મરે. ૧૭૬
જે ચરપટ ચાળા કરશે દાનવના કામ, આજ તીર્થવાસા છે તેનાં નામ. ૧૭૭
જે પુર્વજ થઇને પરમાં બોલશે જેમ, આજ તે ચરપટચારાના આજાજીલનાં કામ. ૧૭૮
જ્યારે એવા ચરપટ આ કલીમાં વ્યાપક હોએ, ત્યારે સાચા સતગુરૂને નહિ માને કોએ. ૧૭૯
આજ કલીમાં અંતે આચાર લોપારે જાણ, તે જાુઠા કરામત કરીને દેખાડશે નિર્વાણ. ૧૮૦
જ્યારે મુનીવરના ચીતથી પુન પલટાશે જાણ, તેના ચંતચાળા કરશે વખાણ. ૧૮૧
ત્યાં સતગુરૂ ઉઠશે ને ઘોર અંધાર, ત્યારે હરીશું હેત નહીં રાખે લગાર. ૧૮૨

આ દેવ થાપનાનો ભેદ ન જાણે જેહ, અને ગુરૂ ગતશું દાવો કરશે તેહ. ૧૮૩
જે કોઇ માસ છ માસે ગતમાં આવશે અજાણ, તે સતગુરૂના ભાખ્યા નહિ કરે પ્રમાણ. ૧૮૪
જે સતગુરૂ ફરમાવે ત્યાં પાછા ફરે, તે તો નીશાની વેળા આવી સંચરે. ૧૮૫
ત્યારે આ ગતના મેળા ભાંગશે જાણ, જ્યારે તે મોમનના ચિત્ત માંઠા કરી પરમાણ ૧૮૬
જે આ સતગુરૂના એલમ ઓસપત ધરે, તે આ સતગુરૂ ઉપર હેત નહિ ધરે. ૧૮૭
તે પાસે મુખીહાલમાલ દશોંદ માગશે, ત્યારે દેવના દર્શનથી ઉઠી જશે. ૧૮૮
ત્યાં રોલા હશે તે રાના અતિ ઘણા જાએ, જ્યારે બ્રાહ્મણ અન્ન શુદ્ર ના ખાએ. ૧૮૯
જે મોમમના આગળથી મન ઉઠશે અપાર,
ત્યારે આ ધરમશાળાએથી પાપ નહિ ઉતરે લગાર. ૧૯૦
જ્યારે મુનીવરને હૃદયમાં દયા નહિ આવે સાર, ત્યારે આ ગતમાં પાખંડ હશે નિરધાર. ૧૯૧
પણ આજ કલીના ચરપટ ચલાવશે જે કોએ, એ સતગુરૂ કહે અંતે એળે જાશે સોએ. ૧૯૨
ત્યારે કરતીઆ ફળ તો આવશે જોએ, અને ફળ વનસ્પતિમાં ઓછા હોએ. ૧૯૩
જે વાઘને મરગ એક નાળે પીએ ને ખાએ, આજ સતગુરૂની ગત સોહી કહેવાએ. ૧૯૪
જે ગતમાં આવે એક ને પ્રસાદ લેવે ચાર, તેનું આ ગુરૂ નરસું હેત નહિ લગાર. ૧૯૫
જે પાત્ર પ્રમાણે પ્રસાદ રાખે આપ, ભાઇ તેને માથે ચડે મોટું પાપ. ૧૯૬
જે આ સતગુરૂના એલમ ઓસપત ધરે, તે આ જગત ઉપર હેત નહિ ધરે. ૧૯૭
તે પાસે મુખી હાલ માલ દશોદ માગશે. ત્યારે દેવનાં દર્શન થી ઉઢી જશે. ૧૯૮
આગે પોતે બેઠા મહા જે વહેરો કરે, ભાઇ તેના પાપે સુરજ થરહરે. ૧૯૯
જે આંબલા પ્રમાણ લખ્યો સતગુરૂ પ્રસાદ, ભાઇ તેનો આ ગતમાં ન કીજે વાદ. ૨૦૦
તે માટે મોમાન મુખી વાદ ન કરીએ કોએ, અને જે વાદ કરે તે દોજકી હોએ. ૨૦૧
એવાં પીર શમસે અગમ કહ્યાં એંધાણ, ભાઇ સાંભળો આ કલીનાં નરવાણ. ૨૦૨
એવા નબીમહમ્મદે અગમ નિશાન ભાખ્યા જોએ, જે આજ તમાકુ પીવે તે દોજકી હોએ. ૨૦૩
તેની ઉત્પતનો કોઇ ન જાણે ભેદ, ભાઇ આ કલીમાં બોલે એમ અથરવેદ. ૨૦૪
શાહોજી હુકમ એસા પડયા જોએ, ભાઇ તમે દોજકના નિશાન સાંભળો સબકોએ. ૨૦૫
જે દોજકનો ધ્રો ભેજ્યો આ કલજુગ મહાં, તે અણસતિ પીવે સબકોય તહાં. ૨૦૬
દોજકને હુકમ એસા કીયા, ને સવાટાંક ધુંવા સો ઉડાઇ દીયા. ૨૦૭
તે ધુંવો ઉડીને ચિણમહાચણિ નગરીમાં ગયો, અને સાડા ત્રણ દિવસ કાલીંગાના પેટમાં રહ્યો. ૨૦૮
તે પેટમાંથી દઇત્ય કાલીંગો કોઠામાં વાસર્યો, તેણે દોજકનો ધુંવો કાઢી નાખ્યો. ૨૦૯
તે ધુંવો દિલિખુરાશાનમાં આવી ઉડાડ, ભાઇ ત્યાં ઉગ્યું તમાકુનું ઝાડ. ૨૧૦
એ તમાકુ પીવે તે દોજકી હોએ, ભાઇ તેનો ભેદ જાણે જો સબકોએ. ૨૧૧
ત્યાં થકી પાપ આ કલયુગમાં પરવરયું હોએ, ભાઇ એ નિશાન કલીના જોએ. ૨૧૨
તેહને પાપે આ કલજુગદેવ પુરો કરશે જાણ, અને વરસ દાડા દસનું કીધું પરમાણ. ૨૧૩

આ વરસ જાએ દસ દાડો દન પાણીની વેલ,
જે અગમ સતગુરૂ કહા તેના આવી પોતા છે મેલ. ૨૧૪
જ્યારે એ નિશાન સઘળાં આવી મળશે સુરજાનાર, તે સરવે થશે એકાકાર. ૨૧૫
જ્યારે એવી વખત વેળા આવશે વકરેમ, તારે કલીમાંથી ઉઠશે દયાને ધરમ. ૨૧૬
એક અવિચળ ધરતી બીજો આ સતપંથ જાણ, બાકી સરવે કોએ માથે કરમ લીધું પરમાણ. ૨૧૭
જ્યારે શુદ્ર નહિ માને બ્રાહ્મણને વસેક, ત્યારે ગત ગંગાનું નીર જાશે છેક. ૨૧૮
એવા પાપ કલીમાંહી પ્રગટ થઇ વ્યાપશે અનેક, ત્યાં અઢારે વરણ થાશે એક. ૨૧૯
તેણે પાપે ગુરૂનરની મહેર ઉઠશે નીરધાર, ત્યારે ધરમ દ્વારથી પાપ નહીં ઉતરે લગાર. ૨૨૦
ત્યારે વનસ્પતિ નહિ ફલે આવો કલીકાલ, અને સ્ત્રી નહીં પ્રસવે બાલ. ૨૨૧
ત્યારે આ કલી માંહા કાએમ પ્રગટ પધારશે જાણ, જ્યારે એવા નિશાન પુરા હશે નિરવાણ. ૨૨૨
ત્યારે મુનીવર કે ઘર ઓછવ મંગલ વરતાએ, અને દુનીયા સર્વેના પ્રાણ ત્રુટી જાએ. ૨૨૩
જ્યારે હાથણી દૂધ આપશે સહી જાણ, ત્યારે દરીઆ નીર મીઠા થાશે નીરવાણ. ૨૨૪
જ્યારે પીપળે ફુલ નાગરવેલ મહાફલ જાણ, અને ત્યારે પશ્ચિમ દિશાએ ઉગશે ભાણ. ૨૨૫
જ્યારે આવા સો નીશાન કલીનાં પુરા થાશે જાણ, ત્યારે સાહેબ અસવારી કરશે નિરવાણ. ૨૨૬
એવા સતવચન પીર શમસ બોલ્યા સહી પરમાણ, ભાઇ મુનીવરો એ કહ્યાં છેલ્લાં એંધાણ ૨૨૭
સેહેદ અસમાઇલની અસવારીના પરચા જાણ, તમે સુણો મુનીવરો તેહેના નિરવાણ. ૨૨૮
પરથમ શાહાની મોહર લઇ સેહેદ અસમાઇલ આવશે જાણ,
તેહની સાથે હશે બાણું લાખ કોતલ અસવાર. ૨૨૯
જેઓની આગે અસમાઇલ ચડશે સઇ, તે તાંહા દોહાઇ શાહોની ફેરાવશે નવ ખંડમાંહે જઇ. ૨૩૦
તે દોહાઇ ફેરાવશે સાહોજી નવખંડ માંહા, તે જઇને શેતાન શેહર વીટશે તાંહા. ૨૩૧
રાણી જ્યારે એવા પાપ આ કલજુગમાંહા વરતાએ, ત્યારે શાહાઘેર સૈન્ય મેલાવો થાયે ૨૩૨
આજકલ સેતરદીપ માંહા નકલંકી નારાયણનો ઠામ.
તે તો પીરહસનશાહા મુનીવરને કહે નિરવાણ. ૨૩૩
જે વીરજા શહેરમાંહા શાહોજી બેઠા હોએ, રાણી તે રાજા રઇયતને નવ જાણે કોએ. ૨૩૪
તે સાહાને અખંડ દેહી રેખનર આકાર, શાહાને અખંડ વાઘા પેરણ સાર. ૨૩૫
તાહા સ્વામી સૈન્ય મેલાવો કરે, ત્યારે સરવે દેવતા આવી સંચરે. ૨૩૬
જે પહેલી અસવારી સહેદ અસમાઇલ કરે, તે દેવ નવખંડ માંહા જઇ સંચરે. ૨૩૭
તાહા દેવની સાથે બાણુ લાખ કોતલ કહેવાએ, તેણે દુવાઈ ફેરાવી ચીણ નગરીમાં જાએ. ૨૩૮
ત્યાં શાહોજી સેન મેલાવો કરે, ત્યાં આદ અંતના દેવતા આવી સંચરે. ૨૩૯
જે સાચા મુનીવર હોશે તે શાહોને મળશે આએ, તે જાુઠાને શિર પેલો દેશો ઘાએ. ૨૪૦
જે પહેલી સ્વારી સેહેદ અસમાઇલ જાએ ચીણ નગરી મોઝાર,
તે જઇને ઉભા રહ્યા પશ્ચિમ કે દ્વાર. ૨૪૧

ત્યારે હાક મારી સેહદ અસમાઈલ બોલ્યા સતસાર, હવે તું કાએ સુતો કાલીંગા ગેમાર. ૨૪૨
એવા આવા અભંગ શાહા તારૂં કાટવા શીસ, ત્યાં બોલ્યા યોદ્ધા મન કરી બહુ રીસ. ૨૪૩
ત્યાં દેવની હાક સુણી દઈત્ય સર્વે ખળભળે, ત્યારે પહેલા કોટ એકના કાંગરા ઢલે (પડે) ૨૪૪
ત્યાં સર્વે નગરમાં થયો હલાહલકાર, એવી સેહેદ અસમાઈલે કીધી પોકાર. ૨૪૫
જ્યારે સેહેદ અસમાઈલ પાછા વળી શાહા આગળ જાએ,
ત્યારે સર્વે દઈત્યને મન ક્રોધ ન માએ. ૨૪૬
દઈત્ય કાલીંગાની અસવારીના પરછા જાણ, હવે સુણો મુનીવર સહી પરમાણ. ૨૪૭
ત્યાં સઘળા દઈત્ય મળીને એકઠા થાએ, હવે તમારો દુશ્મન આપણાથી જીતી કેમ જાએ. ૨૪૮
તે દઈત્યને અનંત ક્રોધે મન છુટી કાપણી, અમે છું બહુ બળવંત છાસટ કરોડ જોધાનો ધણી. ૨૪૯
તે દઈત્ય કાલીંગાનું ફુલ્યું અંગ ન ચડે સલે બકતર ને ટોપ,
તેને બે સહસ્ત્ર યોદ્ધ બાંહે વળગે મહા ભોપ. ૨૫૦
એક માસ દિન સોળ લગી પહેરે સલે બકતર સાર,
ત્યારે છાસટ કરોડ દઈત્ય એવા બાંધે હથીઆર. ૨૫૧
જે સર્વે યોદ્ધા સેરો બકતર પહેરે સા સાથ, તે દઈત્ય સુભેટ કરીને બીડા દે હાથ. ૨૫૨
તમે સુણો ભાઈ યોદ્ધા કાલીંગો કહે નિશંક, તાંહા રણક્ષેત્ર માંહા ઝુઝતા ન આણસો ધખ. ૨૫૩
ત્યારે મજલસમાંહા જે ઉમરાવ બેઠા પાંચ, તે દઈત્ય કાલીંગાસું બોલે મુખવાચ. ૨૫૪
પહેલો દઈત્ય મલકેશર કહે હું પાંચ પાંડવસું લડું, બાકી અવર યોદ્ધા ચીતમાં નવ ધરૂં. ૨૫૫
બીજો દઈત્ય ગજકેશર મુખથી બોલ્યો કાલ, હું તો અઉઠ કરોડી ભુતનો કાલ. ૨૫૬
ત્રીજો દઈત્ય રણકેસર બોલ્યો વિખ્યાત, હું તો બાણુ લાખ મારૂં પેસવલ જાત. ૨૫૭
ચોથો દઈત્ય રગતકેશર બોલ્યો મહા ભડવીર, હું તો નવ કુળ નાગ મારૂં સધીર. ૨૫૮
પાંચમો દઈત્ય નાગકેશર કહે સાંભળો ચીણના ધણી, હું તો ચોસઠ લાખ મારૂં જોગણી. ૨૫૯
ત્યારે ટીલાવંત દઈત્ય ડજાલ કાલીંગો બોલ્યો બોહોડ તે તો અભંગ સરીખા મારૂં કોટમ કરોડ. ૨૬૦
ત્યારે કમળા કુંવર બોલ્યા દઈતની સભા માંહી જઈ, આપણે રાજ ક્ષત્રીવાટ પાળવાં સહી. ૨૬૧
તાંહા કાંઈ જોદ્ધા હશે તે છુપા નહિ રહે, અને ધણના ઘાએ તે એરણ સેહે. ૨૬૨
એવા ઘણકા ઘાએ સો ભુપાલ, તમારૂં લખ્યું તે થાશે કરમ કપાલ. ૨૬૩
એ સર્વ વાતો તમે ભોગવશો એમ કમળા કુંવર કહે, બાવા ત્યાં ક્ષત્રી હશે તે છુપ્યા નહીં રહે. ૨૬૪
ત્યારે દઈત્ય કાલીંગો ચંચળ તોરીગ પલાણશે વાહન, તેહને સાડાબાર મણની હાથે કમાન. ૨૬૫
તેહને સાડા બાવીસ શેરનો તરકસ મહાતીર, ભાઈ જેથી ફાટે વજ્રની ભીંત. ૨૬૬
તે પાસે છરી કટારી મગદલ તલવાર, એવા દઈત્ય છ માસ લગી બાંધે હથીયાર. ૨૬૭
તે ઘોડાને પાખર ઘાલી બાંધે ફરતી ઘુઘરમાલ, અને દઈત્ય કાલીંગો ચંચળ તોરીંગ થાએ અસવાર.
તે દઈત્ય કાલીંગો ઘેર થકી ચાલ્યો જ્યારે થઈ અવસાર,ત્યારે આગે રોઈ ઉઠી રાંડી વિધવા નાર.
વળી દઈત્યને સુકે કાષ્ટે કાગડી કલકલે, તેને નકટી નાર એક સામી મલે. ૨૭૦

જે એવા આન સુકન દઈત્યને થયા, તો પણ ક્રોધ કરી મનશું બોલો કાલીંગો રાએ. ૨૭૧
હાંરે રાણી અમારા દલની કંઈ પાર ન પાએ, હવે મુજ આગળ અભંગ જીતી કેમ જાએ. ૨૭૨
હાંરે રાણી મારી સાથે જોદ્ધા અતી બળીયા જાણ, તે ત્યાં અભંગનું સૈન્ય મારશે નિરવાણ. ૨૭૩
એવો ગર્વ કરી દઈત્ય નગરથી બાહેર નીસરો, તે ઉત્તર દીશાને દરવાજે જઈ સાંચરે. ૨૭૪
જે ઉત્તર દિશામાંહા એકવીસ દરવાજા ઉત્તમ સાર, એક એક બારાનો ગાઉ ગાઉ પોહળો છેવિસ્તાર.
જે દઈત્યના દલનો પાર ન લેવાએ, તે સૈન્ય એકવીસ દરવાજે સભટ ભરાભર ચાલુ જાએ. ૨૭૬
ત્યાં ચોસઠ પોર લગી એકવીસ દરવાજે દલ નીસરે, તે સરવે જઈને પશ્ચિમ દિશામાં પીઆણા કરે,
તે દઈત્ય કમલાકુંવરને રાજ બેસારી નીસરે, હવે રાણીકુંવર તમે આ ચીણ નગરીના રાજ કરો ૨૭૮
જે કમલા કુંવરને રાજપાટ નગર સર્વે સોંપીઆ, ત્યારે મુખી ગત આ સતપંથ લે એક ધ્યાન થયા
ત્યાં મુખી કમલા કુંવર ગત સર્વે દેવલોક નરનીજાર,
તે હાથે સ્મર્ણીજ કરે તે સતગુરૂજી અમને દો દેદાર. ૨૮૦
જ્યારે દેવને એવી વીનતી મખીગત કરશે સેવ, ત્યારે મનવેગે પીર શમસ પ્રગટ થયા દેવ. ૨૮૧
જ્યારે ગુરૂ પશ્ચિમ દિશાને દરવાજે ઉભા છે આએ,
ત્યાં સુરજા રાણી કમલા કુંવર મુખી ગત સરવે લાગ્યા પાએ. ૨૮૨
ત્યાં દેવને કરી પ્રણામ ને સર્વે ઉભા કરજોડ, ત્યારે મુખી કમલા કુંવર બોલ્યા બોહોડ. ૨૮૩
તમે સુણો સતગુરૂજી વીનતી અમો રાંકજ તણી, હવે અમને માહદંન વેલા ન દેખાડશો ધણી.
સ્વામી નકુછ ગત સર્વે તમારી કેવાએ, અમે ગુનેગાર જીવ લાગું તમારે પાએ. ૨૮૫
સ્વામી અમે ઉણીઆચરી તમે રક્ષણહાર, હવે અમારા ગુનાનો નહીં અનંતને પાર. ૨૮૬
ત્યાં પીર શમસે સરવે ગતરખેસરને વાત કહી. હવે મુખી કમલા કુંવરને સરભરણ ભરાવે સહી.
તે માટે સર્વે લોક દેવલોક ચીણ નગરી છોડી બાહેર નીસરો,
તે જાંબુદીપે ઈમામપરી નગરીમાં જઈ સાંચરો. ૨૮૮
તાંહા તમશ્રીનારણ સેન માંહા મલજો જાહે, હવે ચીણ માહા ચીણને ડુબાવે શાહે. ૨૮૯
જ્યારે એવા કહીને પીર શમસ ચાલ્યા વીદાય થઆ, તાંહા સરવે દેવલોક જઈ લાગ્યા સતગુરૂને પાએ.
ત્યારે સુરજા રાણી વિનતી કરે સતગુરૂસુ ઘણી, હવે અમને અંતકાળે ન વિસારશો ધણી. ૨૯૧
જે દેવલોક સરવે ચીણ નગરી છોડી ચાલી નીસરા, તે દેવ જાંબુદીપ ઈમામપરીમાં આવી સંચરા.
જે સુરજા રાણી મુખીગત મલીને શાહાના દલમાંહા જાએ, તે જઈ લાગે સતગુરૂ શાહાને પાએ. ૨૯૩
તે સરવે ગતમુખી પાએ લાગી સ્તુતિ કરે ધણી, હવે અમને ચરણે રાખો તમારે ધણી. ૨૯૪
જ્યારે માતાને કુંવર સેહેદ ઈસમાઈલ પાસે ઉભા જાએ,
ત્યારે શાહોજી સેહેદ ઈસમાઈલને પુછે સતભાએ. ૨૯૫
ત્યારે સેહેદ ઈસમાઈલ શાહોજી શું. કહે સત વાત,
હવે મેલાવો સેહેન તમે ત્રીભોવન નાથ, પ્રગટ થાઓ વૈંકુઠ ના તમે નાથ. ૨૯૬
શ્રી નારણ પ્રગટ થયાના પરછા જાણ, ભાઈ સુણો મુનિવર તેહના વખાણ. ૨૯૭

જ્યારે શાહોજી દઇત્ય મારવાનો કરે વિચાર,
ત્યારે સાહેબ મેદની માંહેથી પ્રગટ થયા તે વાર. ૨૯૮
જે શાહાનો દલદલ ઘોડો શણગાર વખાણ, તે ઘોડાના સોવરણ રત્ને જડીઆ પલાણ. ૨૯૯
તે ઘોડાની લગામે પટા સોનેરી કડા, તે બહુ રત્ન પદારથ હીરે જડા. ૩૦૦
તે ઘોડાની કોટે બાંધી હીરા રત્નકી માલા, તે ઘોડાને મોતી પરોવા છે બાલોબાલ. ૩૦૧
તે ઘોડાને તંગ સોવણ સુતરના બાંધે ફુમતારા, તારે આ સતગુરૂ કહે ઓર અનત શણગાર.
તે શાહાનો દલદલ ઘોડો શણગાર્યો મહા ભરપુર, જાણ, સહસ્ત્ર કલા લઇને ઉગા સુર. ૩૦૩
ત્યારે હસી શાહોજી બોલ્યા બોલ, અને તે માણેક જડત્રની કરે સંજોઅ. ૩૦૪
શાહાની પગની મોજડી સુવર્ણ ઝલકાત, તે શાહા પેરે ઇજાર બહુ રંગીન ભાત. ૩૦૫
ત્યાં એવો કેડે પટકો બાંધે જદુરાયે, આ સતગુરૂ કહે તે અમુલખ કહો ન જાએ. ૩૦૬
શાહોજી મુખે તંબોલ ખાએ જહાં, અને જબરાઇલ પાનબીડાં હાથમાં દેવે તહાં. ૩૦૭
શાહાને માથે મુગટ કાને કુંડળ ઝળકાએ, ત્યારે શાહાની નજર સામું દેખુ નવ જાએ. ૩૦૮
જે છરી કટાર શાહા કેડે કસ બાંધે તેણીવાર, શાહને ખડક ત્રધાર્યું હાથ મહાસાર. ૩૦૯
જ્યારે દલદલ ઘોડે શાહા થાએ અસવાર, ત્યારે ત્રીભોવન માંહે પડશે પોકાર. ૩૧૦
જે સતગુરૂજી હરખસું બોલ્યા વિખ્યાત, તેહે શાહાના હાથમાં ચાબકો બહુ રંગી ભાત. ૩૧૧
જો વરજા શેહેર માહા શાહાના સૈન્ય જો મળે, તાંહાથી મજલે મજલે પીઆણ કરે. ૩૧૨
હનુમાન વીર તાંહા દેશે હાક, અને મળશે યોદ્ધા ત્યાં લાખો લાખ. ૩૧૩
સાહેબ સેન મેલાવના પરછારે જાણ, તમે સુણો મુનિવર તેહે નિરવાણ. ૩૧૪
ત્યાં પેલી ચોસઠ લાખ જોગણીઓ આવે જે વાર, તે હાથ ડમરૂં બજાડે ને બોલે જેજેકાર. ૩૧૫
જે સૈન્ય સાથે અઉઠ કરોડી જન ભુતાત, તેમાં બાણુ લાખ ચડે પેશાવલ જાત. ૩૧૬
તેમા દેવી જોગણીને ભુત પેશાવલ જાત, તે શાહાના સૈન્ય આગળ માર્ગ સમારે ઉત્પાત. ૩૧૭
જે ગુરૂ નબી મહંમદ થકી આદે અંતના, કરોડી દેવ ઓધરા જેહ,
તો અંતે શાહાની સેનમાંહી આવી સંચર્યા તે. ૩૧૮
જે દેવ જાખા નવાણું કરોડી કહેવાએ, તે પણ આવી લાગે શાહોજીને પાએ ૩૧૯
જે દેવ જાખા છપન કરોડી મેઘા સંત સંઘાતે, તે પણ આવી મલ્યા છે સાહેબને સાથે. ૩૨૦
જે કોઇ બત્રીસ કરોડી કિન્નર દેવ, અને તે પણ આવા સાહેબની સેવ. ૩૨૧
જે દેવ તેત્રીસ કરોડી મુનીવર ભર્આ, અને તે પણ શાહાની પાસે ગયા. ૩૨૨
જે દેવ પાંચ કરોડીસું પેરલાજ સરદજાત. તે પણ આવી મલ્યા શાહાની સંઘાત. ૩૨૩
જે દેવ સાત કરોડીસું હરીચંદરાએ. તે પણ આવી લાગા શાહોને પાએ. ૩૨૪
જે દેવ નવ કરોડીસું ભગત યુધિષ્ઠર જાણ, સરવે તે પણ રણ ચડયા છે નિરવણ. ૩૨૫
જે દેવ બાર કરોડીસું કમલા કુંવર સાથ, તે પણ આવી મળ્યા શાહોજીની જાત. ૩૨૬
એવા સાહેબના સેહેન આપ છે ઉત્તમ સાર, પણ તેહમાં પાંડવદળનો અનંતને પાર. ૩૨૭

કાસમીર નગરી ઉત્તમ કહેવાએ, અને ત્યાં ઉપન્યા યુધિષ્ઠર રાએ. ૩૨૮

જે દેવ અઢાર લાખ ખડકા ધારી જાણ, અને તે પણ રણ ચડે નરવાણ. ૩૨૯
જે નગર ઉજેણી મહા ઉત્તમ સહી, અને સહદેવ જોષી ઉપન્યા છે તહીં. ૩૩૦
જે દેવ ચઉદ લાખ ચકરાધારી જાણ, અને તે પણ રણ ચડે નિરવાણ. ૩૩૧
જે નગર ઉમરકોટને જલદંરી દેશ, ત્યાં ઉપન્યો ભીમસેન અવલે કેસ. ૩૩૨
જે દેવ ચાલીસ લાખ ગદાધારી જાણ, તે પણ રણ ચડે નિરવાણ. ૩૩૩
જે ઉંચમુલ સ્થાને નગ: .હી જાણ, ત્યાં અર્જુન ઉપન્યા પરમાણ. ૩૩૪
જે દેવ છત્રીસ લાખ ':ɪકા ધારી જાણ, અને તે પણ રણ ચડે નિરવાણ. ૩૩૫
જે નગર પંચાવલ માહા પુરબ કહેવાએ, ત્યાં ઉપનયા છે નીકુલ રાએ. ૩૩૬
જે દેવ પચાસ લાખ નેજા ધારી જાણ, ભાઈ તે પણ રણ ચડે નિરવાણ. ૩૩૭
જેવા પાંચે બંધવમલા એકજ થાએ, તેહની સેનની ગણત્રી કહી નવ જાએ. ૩૩૮
જે સરવે પાંડવના દલ એકઠા થાએ, તેહના ઘોડા બહુ અમુલખ કહેવાએ. ૩૩૯
તેહેમાં ઘોડા હરણ હંસલા અરબીસાર, ત્યાં તેજી તુરકી ને તોખાર. ૩૪૦
જરદ ભમર મજીઠા મહુઅર જાત, કચ્છી કુમેદ કલણી સાહેર સાછ. ૩૪૧
કાલા, કાટુવા, કાબરા ને કોકલા સાર, કટરજટર અબલખી અપાર. ૩૪૨
ત્યારે કેહેરડા કાહડા કલોલ એ રાખી જાત. ભાઈ એવાં દળ તે શોભે સર્વે પાંડવ સાથ. ૩૪૩
એતો પચીસ જાત ઘોડાની કેહવાએ, બાકી અવર તોરીંગ કહાનું જાએ. ૩૪૪
તે દળ માંહા ધજા નિશાન તણો નહીં પાર, ત્યાં ચડે જોદ્ધા માહા ઝુઝાર. ૩૪૫
તે પાંડવના દલ ચાલતાં લોપે ચંદરમાં સુર, જેમ સમુદર નદીઉં આવે છે પુર. ૩૪૬
નવસો નવાણુ નદીઉં આવે જેમ, અને પાંડવ સઈન્ય ચાલે છે એમ. ૩૪૭
નારણ નકલંકી તણુ સયન્ય જો મલે, અને દેવ રખેસર તે રણસંગ્રામે ચડે. ૩૪૮
વાજે તબલ દદામને ઝળકે નીશાન, જેમ ગંગાની છોલે પરભા જાણ. ૩૪૯
અનંત વરણી છત્ર ઉપરે સુરજ મળી ઓધરે, તે મજલે મજલે પીઆણા કરે. ૩૫૦
તે દળ આવી પહોંચ્યા છે જ્યાં શ્રીનારાયણ હરિ. ત્યાં સ્વામીને પાએ લાગી વિનંતી કરી. ૩૫૧
ત્યારે શાહોજી હસીને હરખસું બોલ્યા જાણ, પાંડવના દલ કરીશું આગે વાણ. ૩૫૨
જે દેવ વાસંગ રાજા વસે પીઆલ, તે પણ શાહાને આવી મળે તત્કાળ. ૩૫૩
જે નવકુલ નાગ ટીલાવંત મણાધારી વીર, તે એવા નાગુના સઈન્ય રણ ચડે સુધીર. ૩૫૪
જે દેવ ગોરખ જતી મહામુનીવર જાણ, તે સાથે પાંચ લાખ જોગેસર રણ ચડે નિરવાણ. ૩૫૫
ત્યાં આવ્યા ગોરખ શાહોજી સબંદ, તે પાંચ લાખ શીંગી પુરાવે નાદ. ૩૫૬
જે દેવ સવાકરોડી સહસ્ત્ર શંખ વાજે ઝણકાર, ત્યાં દેવ દઈત્યનો સઈન્ય આવે અપાર. ૩૫૭
જે દેવ એક લાખને એંસી હજાર પેંગાબર જાણ, તેહે પણ આવી શાહાને મલ્યા પ્રમાણ. ૩૫૮
તે માંહે સીત્તેર સહસ્ત્ર હોસેની જાણ, તે સર્વે પેલા શાહોને મલ્યા પ્રમાણ. ૩૫૯

દેવ સીત્તેર હજાર હોસેની જવાન, તેને બારમણનો 'તીર હાથે સોમણની કમાન. ૩૬૦
દેવ સાતે ફરસ્તા માહા બુજરખ આએ, તેતો શાહોજીને શીર ચમર ઢોળે છે વાએ. ૩૬૧
દેવ અઢાર ભાર વનસ્પતિ બહુરંગીભાત, તે પણ આવીં મલશે શાહાની જાત, ૩૬૨
સાત સમુદર મુનીવર કહેવાએ, તે પણ શાહાના સઈન્ય આગળ મલશે આએ. ૩૬૩
સતી નવસેનનવાણું નદીઓ જાણ, તેહે પણ આવી મલે શાહાને પરમાણ. ૩૬૪
દેવ પાણી પવન બેહુ બલીયા કહેવાએ, તેહેના બલ કાંઈ ક્યા નવ જાએ. ૩૬૫
દેવ આદે ચાલા એ સતગુરૂને ફરમાન, તેતો શાહાના દલમાં અંતે આવા જાણ. ૩૬૬
ત્યાં મલ્યા સરવે દેવલોક મુનીવર સજાત, તે દેવ અનંત કરોડી પીર હસનશાહા સંઘાત. ૩૬૭
જે દેવ આજ કલજગમાં લાગ્યા સતગુરૂને પાએ, તે મુનીવર શાહાને મલશે જાએ. ૩૬૮
જે કોઈ આદ અંત લગી રખેસર દેવ, તે સઘળા આવે સાહેબની સેવ. ૩૬૯
જે આજ સાચા સતપંથી મુનીવર કેહવાએ, તે શાહાના દલમાં આવે રખેસર રાએ. ૩૭૦
જે દેવ આવે હનુમાન બહુ બળીયા કહેવાયે, તે પરવત મસ્તક લેઈ ચઢાવે. ૩૭૧
જે માવાધર યોદ્ધા આવે મહા બળીયા સાથ, ત્યાં આવી મલ્યા સર્વે શાહા જદુનાથ. ૩૭૨
જ્યારે દેવ રખેસર શાહાને પાએ લાગીને ઉભા રહે,
ત્યારે સઉને રથ બેસાડો એમ શાહોજી કહે. ૩૭૩
એકેકા મુનીવર સાથે એંશીલાખ ઉંટા સામલ સાર, તે ત્યાં દાણો પાણી ઉપાડે ચાર. ૩૭૪
એકેકા રખેસરના એવા દલ ચાલે ઉતપાત, તેમાં ચારલાખ ઉંટા તંબું નીશાન સાથ. ૩૭૫
ત્યાં બે લાખ ઉંટા તીર કમાને હોએ, તે સલે બકતર નોબત નગારાં જોએ. ૩૭૬
એક એક મુનીવર સાથે એવા દલ ચાલે જાણ, તે આગળ સાતલાખ જાચકને ઝળકે નીસાન. ૩૭૭
તે સરવે શાહા આગળ ઝલકે નીશાન વાજે સુર, બીજા અઢાર ક્ષેણુ વાજે રણતુર. ૩૭૮
ત્યાં વાજે દદામા ને નફેરી ભેરભેર, ત્યારે બહુ નાદ નીશાને ધરતી થરથરે. ૩૭૯
ત્યાં અનંત દડદડીઉં રણસીંગને શરણાઈઓ અપાર, ત્યારે વાજે ભેરભુગલ માદલ ધંમધંકાર. ૩૮૦
ત્યાં વાજે તાલમરદંગ ધંમધંમકાર, જે વાણ વાસલી ચંગ સોરંગી સાર. ૩૮૧
એવાં અનંત વાજીંત્ર વાજે, મોરલી અનુપમ વાણ, બાકી અવર વાજાંનો કોઈ પારનું જાણ. ૩૮૨
ત્યાં મલ્યું સૈન્ય શાહાનું કસુ કહ્યું નવજાએ, તે દલ પાએ દલ ધરતીનું માએ. ૩૮૩
જે બ્રહ્મા વિશ્નુમાહેશ્વર હાજર લાગા પાએ. તે તે પાસે રથ બેસી બરોબર ચાલા જાએ. ૩૮૪
જે મુનીવર લોકને સૈન્ય મેલાવે સ્વામીનાથ, તારે નવ ગ્રહે પણ ચાલ્યા શાહાને સાથ. ૩૮૫
જે કોઈ ઉત્તર દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ હુતા દેવ,
તે શાહાનું સઈન્ય મલી ઉલટું તે ત્યારે દોડી આવ્યા તતખેવ. ૩૮૬
જે મલ્યું સઈન્ય અનંત અનુપમ સાર, તેમાં ધજા નિશાનનાં આવે નહીં પાર. ૩૮૭
ત્યારે શાહાનું સઈન્યદેખેને બહુ આનંદ જો થાએ, ત્યાં અકેકા મુનિવરની સઈન્ય વખાણા ન જાય
તે સર્વે મુનિવરના ઘોડાની પાખેરો ઝલકે ઘણી, ત્યાં સલેબકતર પેરી બેઠા ગતમાં ગુરૂ નર ઘણી.

જે શાહાને મસ્તક ટોપ સેરો બહુ રંગીભાત, તે શાહાને દસ મણની કમાન હાથ. ૩૯૦
તેને અઢાર શેરનો તરકસ માહાતીર, જેથી દઇત્યના છેદે શરીર. ૩૯૧
તે શાહાની કેડે કટારી છરી મગદલ તરવાર, ત્યાં સર્વે દેવલોક બાંધે હથીઆર. ૩૯૨
ત્યાં ગરજે ગુરજ કાડે જેમ સાસ, અને મારી દઇત્ય કરસે નિરાસ. ૩૯૩
જે દેવ બાંધી હથીઆરને એકઠા થાએ, તે સર્વે જઇ લાગે ગુરુ નરસે પાએ. ૩૯૪
જે ચાર જુગમાં રખેસરના જુજવો રંગ તેહેના પરછા જાણ, તમે સુણો મુનિવર તેહેના સહી નિરવાણ.
રગતા, પેચા, કરસના સેતા જાણ, સરદ, જરદ, સામ, સ્વેત પરમાણ. ૩૯૬
જે ચાર જુગના સઇન્ય ચોરંગા એકઠા થાએ, તે બહુ રૂપવંતા રખેસર કહા નાં જાએ. ૩૯૭
જે કર્તા જુગમાં મુનિવર હુઆ પ્રમાણ, તેના સઇન્ય લાલ રંગે સહી પ્રમાણ. ૩૯૮
જે દેવના સરદ ઘોડાને સરદ પલાણ, તેહને સરદ વસ્ત્ર પેહરાવ્યા જાણ. ૩૯૯
તેહેને સરદ વાઘા ને લાલ સરબંધ જાણ, તેહના કેડે નો પટકો સરદ વખાણ. ૪૦૦
ત્યારે સરદ ધજાને સરદ જલકે નિશાન, તેહેના પગની મોજડી સરદ જાણ. ૪૦૧
જે કર્તા જુગમાં દેવ ભક્ત રાજા પ્રહલાદ જાણ, તહેના સરવે સેહેન સરદ થાય પરમાણ. ૪૦૨
જે કર્તા જુગમાં રૂઘવેદ સરદ રંગે જાણ, તેથી સઇન્ય સરદ હુવા પરમાણ. ૪૦૩
જે ત્રેતા જુગમાંહો મુનિવર ભઆ, તેહેના સઇન્ય સર્વે જરદ રંગે થાએ. ૪૦૪
તે દેવોના જરદ ઘોડાને જરદ પલાણ, તેહેના જરદ ધજાને ઝલકે નિશાન. ૪૦૫
તે દેવને જરદ વાઘાને જરદ પેરીક ભાએ, તેહેની જરદ મોજડી પહેરણ પાએ. ૪૦૬
તેહેને જરદ વસ્ત્રને જરદ શીરબંધ જાણ, તેહેને કેડેનો પટકો જરદ વખાણ. ૪૦૭
જે ત્રેતા જુગમાં દેવ ભગત રાજા હરીચંદ્ર સતવાદી જાણ, તેહેના જરદ સઇન્ય કીધાં પરમાણ.
જે ત્રેતા જુગમાંહે યજુર્વેદ જરદ રંગે જાણ, તેથી સરવે સઇન્ય જરદ થઆં નિર્વાણ. ૪૦૯
જે દ્વાપર જુગમાંહા મુનિવર સુજાણ, તેના સર્વે શામ સેન હુવા પરમાણ. ૪૧૦
તે દેવના શામ ઘોડા ને શામ પલાણ, તેહની શામ ધજા ને ઝલકે નિશાન. ૪૧૧
તે દેવનાં શામ વાઘાને વસ્ત્ર પરણક ભાએ, તેહેના પગની મોજડી શામ કહેવાએ. ૪૧૨
તેહેના શામ શીરબંધ સરવે એકરંગે જાણ, તેહેને કેડેનો પટકો શામ વખાણ. ૪૧૩
જે દ્વાપર યુગમાં સાચા દેવ રખેસર ભગત રાજા યુધિષ્ઠર જાણ,
તેહેના શામ સઇન્ય હુવા પરમાણ ૪૧૪
જે દ્વાપર યુગમાંહા શામવેદ શામ રંગે જાણ, તેથી સરવે શામ સેન થઆ પરમાણ. ૪૧૫
આજે કલજુગમાંહા જે મુનિવર ખરા ઈમાની જાણ, તે અનંત કરોડી વારના સેતર વખાણ. ૪૧૬
જે સેત્ર ઘોડા ને શાહા દલદલ અસવાર, તેહે શાહાને સેત્ર વાઘા પેરણસાર. ૪૧૭
તે દેવના સેત્ર ઘોડાને સેત્ર પલાણ, તેહેના સેત્ર વાઘાને વસ્ત્ર પ્રમાણ. ૪૧૮
તે દેવના સેત્ર તીરને સેત્ર કમાન, તેહેની સેત્ર ધજા ને ઝલકે નિશાન. ૪૧૯
તે દેવને મસ્તક શીરબંધ સેત્ર જાણ, તેના પગની મોજડી સેત્ર વખાણ. ૪૨૦

તે દેવેનો કેડનો પટકો સેત્ર રંગે જાણ બાઇ તેના રૂપતણો ન આવે પાર. ૪૨૧
એવા સેત્ર સર્વે સઇન્ય સાહેબનાં ચડે, તેહેને શાહા મેઘાડંબરના શિર છત્ર ધરે. ૪૨૨
આજ કલજાુગમાં દેવ ભગત રાજા કમલા કુંવર જાણ, તેના સત્ર સૈન્ય કીધાં વખાણ. ૪૨૩
આ કલજાુગમાંહા જે અથરવેદ સેત્ર રંગે જાણ, તેથી સેત્ર સર્વે સૈન્ય હુવા પરમાણ. ૪૨૪
એવા ચાર જાુગના સૈન્ય ચોરંગે ઉત્તમસાર, આ સતગુરુ કહે બાકી વર્ણનનો ન આવે પાર. ૪૨૫
જ્યારે એવા સૈન્ય ચોરંગા શાહોજીએ દેખા નેણ, ત્યારે હસી હરખસું બોલા વેણ. ૪૨૬
રે શાહોજી મુનિવરને એમ કહે નિરવાણ, હવે તમે જાંબુદિપ માહા જઇને કરો મેલાણ. ૪૨૭
જેણી આલે અલા આવા નિરવાણ, તે આખરીત મેદી ચડે છે જાણ,
જ્યારે ઇસે મેદી ચડશે દોએ, અને દઇત્ય કાલીંગાને મારશે સોએ. ૪૨૮
જે સાહેબની અસવારીના પરછા જાણ, હવે તેહના મુનિવર સુણો નિરવાણ. ૪૨૯
જે દિન છમસર ચલોતરો ચઇત્રર માસને ગુરૂવાર, ૪૩૦
તે દિન શાહાના સૈન્ય ચડે ને સાહેબ થાએ અસવાર. ૪૩૧
જ્યારે ઘેરથી પગલાં ચાર શાહોજી ચાલી નીસરે, ત્યારે નાર એક સામી આવી સંચરે. ૪૩૨
તે પહેરી આભુષણ સોળ શણગાર તેને માથે, સુવર્ણ કુંભ લઇને ચાલી આવે સોહાગણ નાર.
તે કુંભ સુવર્ણની થાલ અનુપમ સાર, તેમાં છે ભરખ ભોજન અમરત અઢાર. ૪૩૪
જ્યારે એવા સારા શુકન શાહોજીને થાએ, ત્યારે ગુરૂ બ્રહ્માજી બોલ્યા સતભાએ. ૪૩૫
શાહોજી આજ ભલા શુકન છે, મહાબલી આ કહેવાએ, તે સરવે દઇત્ય દલ સરવે ખરીઓ મોહો જાએ.
ત્યાં થકી દલ ચાલી જાંબુદ્વીપમાં જાએ, ત્યારે સઇન્ય ગઢ, પર્વત પેલી ફુકે ઉડાએ. ૪૩૭
જ્યારે એવા ખોરાસાની દલ ઉલટે, સધીર, ત્યારે નદી સમુદ્રમાંનું પાવે નીર. ૪૩૮
જે શાહાનું સઇન્ય ચાલે તમાં બહુ ઘોડાને ઊંટ,
તે સાતે સમુદ્રના પાણી પેહેલી ફોજને થાએ એકાકા ઘૂટ. ૪૩૯
પહેલી પોજને એકેકો ઘુંટ ભરાએ, ત્યારે પાછલી ફોજને રહેમત થાએ. ૪૪૦
જે દલ મેરૂ સખર વચે સાચી વાટ, ત્યારે લંકાગઢ આવે શાહોની સાથે. ૪૪૧
જે શાહાનું સઇન્ય મેરુ શિકર વચ્ચે નહિ માએ, તે સઇન્ય ચાલતાં ધરતીએ સવા ગજ લીદ ચડાયે.
એવાં દલ ચાલતાં ઉડે બહુ ગરદ ચડે, ત્યારે સુરજ ચંદરમાના દીઠા નહીં પડે. ૪૪૩
ત્યાં લોપે સુરજને જેમ ભાદરવાની રાત, અને ધરતી પગ તલે ના સુઝે જાત. ૪૪૪
ત્યારે શાહા ખડગ ત્રધારૂં હાથમાં લેસે ભરપુર, જ્યારે સહસ્ત્ર કલા લઇને ઉગે સુર. ૪૪૫
ત્યાં ખડકને અજવાળે અજવાળે દલ ચાલે અપાર,
તે શાહાના સઇન્ય દલ આવી પહોંચે જાંબુદ્વીપ મોજાર. ૪૪૬
જે શાહાના દલમાં તોરંગ હેસાર કરે, ત્યારે જમીન આકાશ બહુ નક્ષત્ર થરહરે. ૪૪૭
જ્યારે એવાં દલ ચાલે ને ધરતી કંપે અપાર, ત્યારે ધબલા ઘોરી શીર થંભે ભાર. ૪૪૮
જે એવાં પશ્ચિમ દિશાથી શાહાના દલ આવે જાણ,તે ભરતખંડે જાંબુદ્વીપે કુંવારકા ઉત્તમ કામ

આજ ઈમામપરી નગરી માં કુંવારકા ક્ષેત્ર જાણ,
તે ગુરૂ બ્રહ્માને થાનકે નારાયણ નકલંકી આવી કરે મેલાણ. ૪૫૦
ઈમામનો રોજો સાવ સુવર્ણ નોથાએ તેના પરછા જાણ, તમે સુણો મુનીવરો સઇ નિરવાણ. ૪૫૧
જ્યારે શાહા જાંબુદીપે કુવારકા ક્ષેત્રમાં પ્રગટ દેસે પાએ,
ત્યારે ગુરુ ઈમામશાહાનો રોજો સાવ સોનાનો થાએ. ૪૫૨
ત્યારે ઢાળી તખત નગીના ગોમતીએ શાહા બેઠા જાએ,
ત્યારે ગુરૂ ઈમામશાહા પાસે શાહા વાતો કરાએ. ૪૫૩
જે ગુરૂ ઈમામશાહા સાહેબ પાસે બેઠા જાએ, ત્યાં સાચા મોમનને બક્ષિસો થાએ, ૪૫૪
જે અંદર ઈમામશાહાના મેલ આગળ નગીના ગોમતી કેહવાયે,
ત્યાં આખર દહાડે પાપ ધરમના ત્રાસ બંધાએ. ૪૫૫
શાહા જાંબુદીપે ઈમામપોર નગરીમાંહા બજાવે તુર, બાકી દુનીયાના ગાફલ રૂપે થાશે ચોર. ૪૫૬
જે સર્વે દેવલોક આવી લાગ્યા સતગુરૂને પાએ,
ત્યારે દેવ દાનવ સઈન્ય વચ્ચે નદી સરસ્વતી કેહેવાએ. ૪૫૭
જ્યારે ગુરૂ નરના દલ સરવે એકઠા થાએ, ત્યારે દઈત્ય કાલીંગાના દલ પોતા છે આએ. ૪૫૮
જે ચીણ મહાચીણ નગરી છે પુરવ દેશ, ત્યાં દઈત્ય કાલીંગો રહે છે મનખા વેષ. ૪૫૯
જે દઈત્ય કાલીંગો મહા બળવંત, તેહેના સઈન્ય તણો નહીં આવે અંત. ૪૬૦
તેહના સેહેન જોદ્ધા અનંત અપાર, અને મહાસુરા બળવંત સાર. ૪૬૧
જે ચીણ મહાચીણ થકી કાલીંગો ચડીઓ જાણ, તેણે જાંબુદ્વીપે આવી કીધો મેલાણ. ૪૬૨
જે ચોવીસે ચેલા છે દઈત્ય કાલીંગા તણા, તે ચરપટ કરશે અતિ ઘણા. ૪૬૩
જે દઈત્યના સૈન્ય ચાલતાં ધરતી વાજે ધમધમકાર, તે દલનો નહિ કાએ અનંતને પાર. ૪૬૪
જે આવા દલ ચરપટ કરતા અપાર, તે આસણપુરી અંત્રીક્ષ બેસે તેણીવાર, ૪૬૫
તે દઈત્ય અંત્રીક્ષ આસન બેસીને ચાલ્યો આકાશ, એવી કારમી વસતો કરે પ્રકાશ. ૪૬૬
જે દઈત્ય અન્નના પરભા ચલાવે જાણ, તે દઈત્ય પાણી મંત્રીને ઘરથ કરે નિરવાણ. ૪૬૭
જે દઈત્યે વેલુ મંત્રીને ખાડ જહોએ, તે કારમા માઈ બાપ દેખાડે સોએ. ૪૬૮
જે દઈત્ય કાષ્ટના ઘોડાને ખવરાવેં ખાણ, તે નદીઓના નીર ઉલટાં ચલાવે નિરવાણ. ૪૬૯
એવા ચરપટ કરતા દઈત્ય આવે એ ઠાએ, તેહને બેઈમાની દુનીયા મળશે જાએ. ૪૭૦
જે આવ્યા દઈત્યને ન લાગી વાર, તે ચાલી આવ્યા લાલપોર સીતપોર મોજાર. ૪૭૧
જે દઈત્ય પાવડીઆ આરો ઉતરી આએ, તેહના અણગણાત સૈન્ય કહાં નવ જાએ. ૪૭૨
તે દલમાં સર્વે જોદ્ધા મહા બળવંતા કહેવાએ, ત્યારે દલ આવતાં વાટે ખટ મહીના થાએ. ૪૭૩
જે પાવડીએ આરે ઉતરો છે દઈત્ય કાલીંગો રાએ, દઈત્ય નગારે વાળે ઘાએ, ૪૭૪
જે દઈત્યે પાવડીએ આરો મુકી આણી મોરા થાએ, તે દલમાં ધજા નીશાનનો પારનું લાવે એ.
એવા દઈત્ય ચરપટ કરશે અપાર, ત્યારે ભુલશે સઘળો સંસાર. ૪૭૬

એકે નહિ ભુલે સાચા રખેસર જાણ, જેને સતગુરૂ બ્રહ્મા ભેટયા પ્રમાણ. ૪૭૭
તે દઈત્યના દલમાંહા કોઈ અજા નો ખાએ, અને સાહેબના સઈન્ય માંહા સોનાએ એક રોટી થાએ.
તે બેઉ સૈન્ય જ્યારે એક દ્રષ્ટ કરે, અને તે વચ્ચે નારદ મુખી આવી સંચરે. ૪૭૯
તે બેઉ દલ વચ્ચે નારદ ચાલ્યા કરસે સહી, ત્યાં દેવ દઈત્યને ઝુઝવો સહી. ૪૮૦
જ્યારે એવા ચરપટ દઈત્ય કાલીંગો કરશે અપાર, ત્યારે શ્રી નારાયણ દેવતા ચડશે અસ્વાર. ૪૮૧
હવે યુદ્ધ કરવાના પરચા જાણ, તેહના મુનીવર સુણો નિરવાણ. ૪૮૨
ત્યાં આવ્યા હનુમાન ધજાધારી બહુ કંકાસ જો કરે, તેહની હાક સુણીને દઈત્ય સઘળા થરથરે.
ત્યારે આવી ચોસટ લાખ જોગણી શાહાજીને પુછે વિચાર,
સ્વામી તમે કહો તો દઈત્યના દલ સોસી લઉં નિરધાર. ૪૮૪
ત્યાં આવ્યા પવન પુછે અમને રજા દો ત્રીભોવન રાએ, તો એ દઈત્યના દલ સર્વે મેલું ઉડાએ.
ત્યારે આવ્યા ભીમસેન સ્વામી હું વિનતી કરૂં, હવે તમે રજા દો તો અમે રણસંગ્રામે લડું. ૪૮૬
સ્વામી તમે કહો તો સ્વર્ગ મંડળ ફેરવીને ઉફરા હું કરૂં,
કહો તો દઈત્ય ડઝલાને જીવતો તમ આગળ ધરૂં. ૪૮૭
ત્યારે શાહોજી બોલ્યા ભીમ સુણો સતભાએ, તમે પાંચે પુત્ર પાંડવ મહા બળીઆ રાએ. ૪૮૮
જ્યારે આવી વાત શાહોજીએ ભીમસુ કહી, ત્યારે સુરજા રાણીને કમલા કુંવર આવ્યા સહી. ૪૮૯
જ્યાં ગુરૂનર બેઠા છે એક જો ઠાએ, ત્યાં સુરજા રાણી કમલાકુંવર પ્રદક્ષણા ફરીને લાગ્યા પાએ.
ત્યારે માતાને કુંવર ગુરૂ નરસુ વિનતી કરે આપ, સ્વામી અમારા પુર્વે જન્મના બક્ષો પાપ. ૪૯૧
સાહેબ પૂર્વ જન્મના પાપ આજ અમારા ગયા, જ્યારે અમને દશરન ગતમાં ગુરૂનરનાં થયા.
સ્વામી અમે મધમ જીવ તે તમસુ ઉત્તમ થઈએ આજ, હવે અમારા દુઃખ દળદ્ર તમે કરો તાજ.
ત્યારે હેત ધરીને શાહોજી બોલ્યા વિખ્યાત, સુણો બાઈ સુરજારાણી કહુ એક વાત. ૪૯૪
આજ કલીમાં દઈત્ય કાલીંગો મહા દુષ્ટ કહેવાએ, બાઈ તેની સઘળી સંઘ પોતી હવે તમે સંઘારો જાએ.
જ્યારે શાહોજી એસા વચન બોલ્યા સતભાએ, ત્યારે કરી પ્રણામને માતા પુત્ર દઈત્યના દલમાં જાએ.
જે શાહાના દલમાંથી માતાને કુંવર રજા માગી નીસરાં. તે દઈત્ય કાલીંગાના દલમાંહા જઈ સંચરા.
જ્યારે દઈત્ય આવતા દીઠા કુંવર ને પોતાની નાર, ત્યારે દઈત્ય કાલીંગો બોલ્યો તેણે ઠાર. ૪૯૮
સુણો કમલાકુંવર એમ કહે કાલીંગો રાએ, તમે ઈંઆ આવ્યા તે કોણ સતભાએ. ૪૯૯
તમને ચીણ નગરીના અમે સોંપ્યા રાજ, તમે તે દેશ છોડી કેમ આવ્યા આજ. ૫૦૦
ત્યારે બોલ્યા સુરજારાણીને કમલાકુંવર સતભાએ, એ અભંગ સાથે યુદ્દ કર્યો નહિ જાએ. ૫૦૧
જે દેવ ત્રણ ભુવનના ધણી કહેવાએ, તે અભંગસુ યુદ્ધ કેમ કરશો હો રાએ. ૫૦૨
એ દેવ શ્રી મચ્છારૂપે દઈત્ય શંખાસુર માર્યો છેદ, અને વાળ્યા સતગુરૂ બ્રહ્માના વેદ. ૫૦૩
એ દેવ શ્રી કોરંભરૂપે મેરામણ મથ્યો,
મેરૂ સમુદ્રમાં ધરી ત્યારે દઈત્ય મધુકંટકને મારી રત્ન ચર્તુદસ કાઢયાં હરિ. ૫૦૪
એ દેવ શ્રી વરાહ રૂપે ધર્યા કઈલાસ, ત્યારે પૃથ્વી રાખી તહાં દાઢે પ્રકાશ. ૫૦૫

એ તો મોરધ્વજ દઇત્ય સંઘાર્યો દાઢો જો ધરી, ત્રીજે વરાહ રૂપે હુવા નરહરિ. ૫૦૬
એ દેવે શ્રી નરસીંહ રૂપે થયા હો રાએ, અને દઇત્ય હરણાકંસ માર્યો જાએ. ૫૦૭
ત્યાં પાંચ કરોડીસું તાર્યા પ્રહલાદ, તેના દેવે કીધા છે અમર રાજ. ૫૦૮
એ દેવ શ્રી વામન રૂપે બહુ ચરિત્ર કરી, ત્યારે બળી દઇત્ય પાતાળે ચાંપ્યો ધરી. ૫૦૯
એ દેવ શ્રી ફરસુરામ રૂપે જો થયા, અને શાસ્ત્રાઅર્જુનને લોહપિંજરમાં ભરીઆ. ૫૧૦
એણે તો પૃથ્વી સર્વે નક્ષત્રી કીઆ, જ્યારે છઠ્ઠા અવતાર હરીએ લીઆ. ૫૧૧
એ દેવ શ્રીરામ સ્વરૂપે દઇત્ય માર્યો લંકાપતિ રાએ, અને સાત કરોડીસુ તાર્યા હરીચંદ્ર રાએ.
જ્યાં રાવણ દઇત્ય માર્યો પરિવાર સમેત, ત્યાં રાજા વિભીક્ષણને સોંપ્યા લંકા રાજ સમેત. ૫૧૩
એ દેવ શ્રી કૃષ્ણ રૂપે બહુ ચરિત્ર કર્યા, અને ચૌદ ભુવન તો મુખમાં ધર્યા. ૫૧૪
ત્યાં માર્યો દઇત્ય કંસાસુર આઠમે અવતારે, એણે સર્વે જાદવકુળનો કીધો સંઘાર. ૫૧૫
એ દેવ શ્રી બુદ્ધ સ્વરૂપે હરિ આપે થયા, તે ભગત પાંડવોને દ્વારે ગયા. ૫૧૬
એતો ભક્ત સખા સદાએ કરે પાલ, તે તો ધરણીધર છો દીનદયાળ. ૫૧૭
ત્યાં દઇત્ય દુર્યોધન સંઘાર્યા જાએ, ત્યારે નવ કરોડસુ તાર્યા યુધિષ્ઠિર રાએ. ૫૧૮
આજ કલીજુગમાં દેવનો દશમો નકલંકી અભંગ અવતાર,
તે માટે તું ભરથાર ચેત હો કાલીંગા ગમાર. ૫૧૯
એ દેવના દસે અવતારના ગુણ જ્યારે રાણીએ કહ્યા સમજાએ,
ત્યારે દઇત્યના મનમાં ક્રોધ ન માએ. ૫૨૦
હરે રાણી અન્ન પાણી ખાય અમારૂં ને શું વખાણે હરિ, ત્યારે તું અમો ઘર નારી કેવી સ્ત્રી.
હરે રાણી જેનાં તમે સેવો છો પાએ, આજ તે અભંગને હું મારૂં આએ. ૫૨૨
હાંરે રાણી જેનાં તમે સમરણ કરો છો રાતને દિવસ, આજ તેના હું લાવું કાપી શીશ. ૫૨૩
હાંરે રાણી એનાં સર્વે સૈન્ય મારીને લેવું જો અંત, તો હું દઇત્ય કાલીગો મહા બળવંત. ૫૨૪
એવા દઇત્યના વચન સાંભળીને સુરજા રાણી કોપ્યાં તતકાળ, ત્યારે હાથમાં ફુલદડો લીધો સાર.
જે જનમ મધે સતીએ મુખમાંહેથી ના કહ્યો માર, તે લઇ દડોને દઇત્યના ગરદનમાં દીધો તેણે ઠાર.
જ્યારે સતીના મુખ માંહેથી એવી વાત નીસરે, ત્યારે દઇત્યનું મસ્તક તુટી ધરણી પર પડે. ૫૨૭
ત્યાં સર્વે સૈન્યમાં પડયો પોકાર, જે સુરજારાણીએ માર્યો કાલીંગો પોતાનો ભરથાર. ૫૨૮
દેવ દઇત્યના દલ સામસામા આવ્યા તેના પરછા જાણ, હવે સુણો મુનિવરો તેહ નિરવાણ. ૫૨૯
ત્યાં મહા યોદ્ધા ઉઠયા મહા ક્રોધજ કરી, હવે એનું મારો સૈન્ય સઘળું શ્રીએ કહ્યાં જયાં છે હરિ.
જે રાણીએ સ્વામી માટે માર્યો પોતાનો ભરથાર, તે અભંગનું શીશ આપણે કાપી લાવો તત્કાળ.
ત્યારે હલાહલકાર બેવુ સૈન્યમાં થાએ, તે રણક્ષેત્રમાં સામસામ દલ ચડી જાએ. ૫૩૨
બાઇ પ્રભાતે જેમ ઉગે સબળા સુર. તેમ, બેવું દળ સામસામા વાજે રણતુર. ૫૩૩
એવાં સૈન્ય રણસંગ્રામે ચડીને બજાવે તુર, ત્યાં અનંત નિશાન ફરકે જ્યાં પુર. ૫૩૪
ત્યારે બેવું સૈન્યમાંથી જોદ્ધા ઉઠ્યા છે વઢવા ચાર, તેમાં કોઇ કેને ના આપે હાર. ૫૩૫

ત્યારે દઈત્ય મલકેસર સાથે લડે ભીમસેન રાએ, ત્યાં મારે યોદ્ધા ગદાના ઘાએ. ૫૩૬
ત્યારે દઈત્ય રગતકેસર સાથે લડે નીકુલ રાએ, જેનાં બળ તણો કો પાર ન પાએ. ૫૩૭
ત્યારે દઈત્ય રણકેસર સાથે લડે જન ભુત, તેમાં યોદ્ધા બળીઆ છે અદભુત ૫૩૮
જે દઈત્ય ગજકેસર છે મહા બળવંત, તે સાથે લડે ત્યાં વીર હનુમંત, ૫૩૯
જે વીર હનુમાન પરવત લાવે સંભાળ, તે દઈત્ય ગજ કેસરના રથ ઉપર દેશે રાલ. ૫૪૦
જે દઈત્ય આવતો પરવત લે સંભાર, તે કટકા વચ્ચેથી કરશે નિરધાર. ૫૪૧
ત્યારે હનુમાન બીજો પરવત લાવે ઉઠાએ, તેથી દઈત્ય ગજકેશર માર્યો જાએ. ૫૪૨
જ્યાં કોપ ધારીને જતિ હનુમાને દઈત્ય સંઘાર્યો જાણ,
ત્યાં દઈત્ય ગજકેસર બેવું યુદ્ધ કીધો જો નિરવાણ. ૫૪૩
ત્યાં બીજા જોદ્ધા લડે અનંત અપાર, ત્યારે બેવું દલમાં એકેની ના આવે હાર. ૫૪૪
ત્યારે હસી હરખમાં બોલ્યા શાહોજી વિખ્યાત, અને ખડગ ત્રઘારૂં શાહે લીધું છે હાથ. ૫૪૫
તે ખડગ મન વેગે મેલ્યું જદુપતિ રાએ, તેથી સર્વે દઈત્યનું સૈન્ય સંઘાર્યુ જાએ. ૫૪૭
ત્યારે માહામદ હનીફ જે ગુરૂ બ્રહ્માનો પૂત્ર, તેણે બહુ દઈત્યના દળ કાર્યા અબદૂત. ૫૪૮
જે નદી સરસ્વતી દઈત્યને રગતે પુરૂ વહે, જે રગતસું છોકરાનાં કાન ભીના તે સબ કોઈ કહે.
જે જુગ ચાર સુધી નદી સરસ્વતી ઠાલી રહી, તે દઈત્યના રગતસું પુરજ વહી. ૫૫૦
ત્યાં દેવ ઉગર્યા તે સર્વે શાહાને હેત, ત્યારે દઈત્ય કાલીંગાના દળ પડયાં રણખેત. ૫૫૧
જ્યારે શાહાના દલ સર્વે એકઠા થાએ, ત્યારે દઈત્યના મસ્તક સર્વે ખરીઓ માહે જાએ. ૫૫૨
જે દલદલ ઘોડાને ડાબલે દઈત્ય કાલીંગાનું શિર અથડાય. તે લઈ નાખે ચીણનગરીમાંએ. ૫૫૩
ત્યારે શઆહાનો દલદલ ઘોડો ચીણ નગરીમાં જાએ, તે કોટના કાંગરા નાખે રોળા તેણે ઠાએ.
જે ચીણ નગરી દઈત્ય કાલીંગાનું થાનક કહેવાએ, તે સર્વે લઈ સમુદ્રમાં ડુબાવા સાએ. ૫૫૫
જ્યારે તે દઈત સંહારીને શાહતે નરવંશકરે, ત્યારે ભગત કમળા કુવર સહી ઓદ્ધરે. ૫૫૬
તે ભક્ત કમલા કુંવરને શિર બારકોડીના ભરણ જો ભરે,
ત્યારે અજરાઈલ ફીરસ્તાને, શાહોજી હુકમ કરે. ૫૫૭
જે નવખંડ ચોરાસી લાખ છે જીવાજોન જાત, તે સર્વે કબજ રાખો તમારે હાથ. ૫૫૮
તે જીવ સર્વે અજરાઈલ ફિરસ્તો કબજ કરે, ત્યારે તે શાહા પાછા આવી સંચરે. ૫૫૯
હવે શાહોજી તમે ફરમાન દીઓ તે અમે સત કરૂં,
અને સરવે જીવ કબજ કરીને એકઠા તમ આગળ ધરૂં. ૫૬૦
ત્યારે હરિ હરખમાં શાહોજી બોલ્યા સતભાએ,
પણ તે જીવ જહાંનો તે તહાં જીવતો કરજો જાએ. ૫૬૧
ત્યારે શાહની ફરમાન તે ફિરસ્તો અજરાઈલ કરે,
તે નવખંડમાં તે જીવ જેનો તે ત્યાં લઈને ધરે. ૫૬૨
જ્યારે સુરવાઈલ ફીરસ્તો સુરદેસે જાએ, ત્યારે જે જહાં પ્રાણી તે તહાં ઉઠીને બેઠા થાએ. ૫૬૩

ભાઈ મુનીવરો મહાદન વેળામાં શાહોજી કરે અદલાઈ આણ,
શાહ સર્વેને મુઆ પછી જીવતા કરશે જાણ. ૫૬૪
ત્યારપછી સુષ્ઠિ સંજોગ સર્વે રચના થાએ, ત્યાં રખેસરને રાજ કરાવે સાએ, ૫૬૫
જ્યારે શાહા તખત બેઠાને ગુરૂ બ્રહ્મા નબી મહમ્મદ વજીર,
ત્યારે રખેસરને રાજ કરાવે ગુરૂ ઈમામશાહા પીર. ૫૬૬
ત્યાં ગુરૂ બ્રહ્મા વજીર થાસે તે રખેસરને કાજ, અને ત્રણ ભુવનકા ધણી કરજે રાજ. ૫૬૭
લોડી અમરાપુરીના પરછા જાણ, હવે સુણો મુનીવર તેનાં વખાણ. ૫૬૮
જે આદ અનંત કરોડી દેવ કારણે મહાનિપન્યા આએ, તે રખેસરને રાજ કરાવો સોએ. ૫૬૯
કહે ઈંદ્ર ઈમામશાહા સુણો રખેસર રાએ,
હવે લોડી અમરાપુરીના મોહલ વખાણ કર્યા નવ જાએ. ૫૭૦
ત્યાં ક્ષણું એકમાં એવી રચના શાહોજી કરે, તે સતગુરૂ બ્રહ્મા વચન તમસું ઓચરે. ૫૭૧
ત્યાં કંકુના ગારાને રૂપાની ઈંટ, શાહે તેની અનુપમ ઉઠાવી ભીંત. ૫૭૨
એવા મુનીવરના મોલ દીસે ઉંચા આવાસ અપાર, તે મહેલો સુવર્ણના તે પણ આ જગ સંસાર.
તે મહેલને કમાડ બારણાં બારસાખ કહ્યાં નવ જાએ, તેને બહુ રત્ન પદારથ જડતર કેહવાએ.
તે મોલમાં મોતી મલાણા નીખ્યાત જબુકે તતખેણ. તહાં સેંન રંગી રંગી પલંગ બીછાઆ ઘણાય
જે કંકુની રેતી સર્વે મુનીવરને દો વાલ, ત્યાં મોમન ખેલે નાના બાળ. ૫૭૬
ત્યાં સર્વે મોમનને વસ્ત્ર મન ગમતાં જાણ, તેના અનુપમ રંગતણા શું કરીએ વખાણ. ૫૭૭
ત્યાં સર્વે રખેસર મા ટાડી ધામ રસ જાણ, બાઈ તેના રૂપતણું શું કરીએ વખાણ. ૫૭૮
એવા રખેસરને પેરણ વાઘા સોનેરી જાત, તેને પેરણે ઈજાર કરમદી ભાત. ૫૭૯
ત્યાં મુનીવરને સુવર્ણમાં જડીત પેહરણ સોહાય, તેની કેડનો પટ કહ્યો નવ જાય. ૫૮૦
ત્યાં મુનીવર સુવર્ણના શીરબંધ બાંધે સત શીર, તેને પામરી ઓઢણ સુનેરી હીર. ૫૮૧
સર્વે મુનીવર પહેરે શીરબંધ તે પટકા બંધ, અને તે શોભે જેવા પુનમકા ચંદ. ૫૮૨
ત્યાં મુનીવર એસા પહરે સર્વે શણગાર, તે અકેકા મુનીવરને ઘેર સતીઓ પચાસ નાર. ૫૮૩
ત્યાં બહુરૂપ વતી દીશે સર્વે સતીઓ નાર, તેને પેરવા આભરણ તે સોળે શણગાર. ૫૮૪
ત્યાં સતીઓને પેરવા કાંચળી સીંદુરીઆ જાત, તેને પેરણ પટોળાં નવ રંગી ભાત. ૫૮૫
ત્યાં સતીઓને હાથમાં ચુડીઓ પંચ સાર, તેમાં રત્ન પદારથ જડીઆં અપારય ૫૮૬
સતીઓની કોટમાં હીરા રત્ન જડતર એકાવલી હાર, ત્યાં એવા સતીઓ કરે શણગાર. ૫૮૭
ત્યાં સતીઓને ગળામાં હાંસડી અમાલ, તેને મોતી જડતર કાને પેરવા જાલ. ૫૮૮
તેને હૈયામાં ચળકતો હાર પાંચે હીરા લાલ, રત્નજડીત્ર ટીલડી ઝળકે લલાટ. ૫૮૯
ત્યાં સતીઓને ઓઢણ અનુપમ દખણીના ચીર, તેમાં ગુલબુટી દીસે સોનેરી હીર. ૫૯૦
ત્યાં સતીઓને પગમાં કાંબી કડલાં વીંછીઆ સાર, તેને અણવટ ઝાંઝરનો ઝમકાર. ૫૯૧
ત્યાં સતીઓને હાથમાં આરસી બહુ તેજવંતી દીસે, તેને કેસર કસ્તુરીએ સેંથા ભર્યા છે શીસે.

ત્યાં સતીઓ એવા કરે સોળ શણગાર, તે મુનીવરને ઘેર સર્વે શીલવંતી નાર. ૫૯૩
જે મુનીવરના મનમાં ભોજન ઇચ્છા હોએ, રાણી ત્યાં તેવાં ફળ ખાવે સોએ. ૫૯૪
ત્યાં ગરમ ટાઢાં કોઇ મુનીવર ખાએ, જેને જે ભાવે તે મનવાચા ફળ પાએ. ૫૯૫
તેની દેહીમાં કસ્તુરીની વાસના હોએ, ત્યાં પસીને અમી ઝરાવે સોએ. ૫૯૬
જે રેણી દિવસનો એવો પટાંતરો કેહવાએ, તે કાયામાં ખસબોઇ પરસેવો છુટાએ. ૫૯૭
ત્યાં મુનીવર એવાં સુખ ભોગવસે જાણ, બાઇ તેના અગમ સતગુરૂએ કહ્યા નરવાણ. ૫૯૮
ત્યાં મુનીવર તખત બેટા સોનેરી સાખ, તેની પાસે કોતલ ચારે બુરાપ. ૫૯૯
હાંરે રાણી ત્યાં એવાં સુખ મુનીવર ભોગવે સહી, અને તે લીલા લાડ કરસે તહીં. ૬૦૦
જેણે ઇંઆ પાંચ ભુતવારી દલ રાખ્યાં ઠામ, અને સતપંથ સેવે સતગુરૂ નરસામ. ૬૦૧
એવા રખેસરને રાજ આલે શાહા બોલ્યા પંડ, ત્યારે સવાલાખ વરસની લીલા કરે નવખંડ. ૬૦૨
તે નવખંડમાં રાજ રખેસરના હોએ, તે શાહા તખત બેઠા વસમકુંમારી પરણે સોએ. ૬૦૩
ત્યાં એવા રાજ રખેસર કરશે જે, આજ દસોદ સુકરીત સતગુરૂ મુખે હાલ ગુજારે તેહ. ૬૦૪
જે નીતનીત અમી પીએ ને આચાર પાળે એકસો ચાલીસ કીયા તણા,
તે મુનીવર તહાં સુખ ભોગવે ઘણાં. ૬૦૫
જો મોમન હોય ને આ ગુરૂમુખે સુકરીત આલે નહીં. અને ધરમશાળાએ જાતાં આળસ કરે સહી.
તે તાંહા પેલા દલમાં પાલો થઇને રળવળતો ફરે, ત્યાં એવી વાણી સતગુરૂ ઓચરે. ૬૦૭
જે અહાં દસોંદ સુકરીત દેતા આળસ કરે અપાર, તે તહાં કાઠી ઘાસના ભારા માથે લઇ મરસે ભાર.
જે ઇંઆ પુરી દસોંદ સુકરીત આ ગુરૂ મુખે દેસે આજ, તે તહાં અવિચળ અમરાપુરીમાં કરસે રાજ.
જે મુનીવર ઇંઆ પુરા સતપંથ કમાવે આજ,
તે ઇકોતેરસો પરીઆ સાથે ત્યાં અમરાપુરીમાં કરે શે રાજ. ૬૧૦
જે છ દરસણ પુજાના પરછા જાણ, હવે સુણો મુનીવર તેના સહી નીરવાણ. ૬૧૧
જે ગાફલ દુનીઆ આ સતપંથ ધરમની નીંદા કરે, તે મહાદન વેળામાં માથું ફુટી ત્યાં મરે. ૬૧૨
જ્યારે તે રખેસરનું રાજ દુનીઆ દેખે તતખણા, ત્યારે તે લોક છાતી ફુટી ત્યાં મરશે ઘણા.
જે કોઇ ઇંઆ પત્થર મુર્તી બહુ પુજા કરે, તે બોહોત પુજા પાખંડે દેવળ દેરામા ધરે. ૬૧૪
જેણે ઇંઆ છ દરસની ભક્તિ કીધી આએ, તેણે દેતાં ફુલ તે પાએ. ૬૧૫
સુણો ભાઇ મુનીવરો ઇંઆ જેવાં બીજ વાવીએ જાણ, તો આગળ તેવાં ફળ પામીએ નરવાણ.
જે ઇંઆ સુતે પાત્રીને પત્થર મુરતીની પુજા કરે, તે ત્યાં સવાપોર લગી છાતી ઉપર લઇને ફરે.
જે કોઇ આજ ઇંઆ તીરથે પાણીની યાત્રા કરે,
તેણે દિન સવાપોર લગી તહાં નીતનીત પાણીમાં ડુબી મરે. ૬૧૮
જે કોઇ આજ બ્રાહ્મણ સેવડા જોગી સન્યાસીની પુજા કરે,
તહાં તેણે દિન સવાપોર લગી ખાંધે લઇને રવડતા ફરે. ૬૧૯

જે કોઇ આજ ઇંઆ છ દરસનમાં ગૌ પીપળો પુજે અજાણ,
ત્યાં તેણે દિન સવા પોર લગી છાતી ઉપર લઇને ફરે નિરવાણ. ૬૨૦
જે કોઇ આજ ઇંઆ વ્રત વરતુલાને અપવાસ કરે,
તહાં તેણે દિન દોહી રૂડી પામે પણ તે કાઠી ઘાસ વેચીને ભુખે મરે. ૬૨૧
જે કોઇ આજ દુનિઆ લોકને આ ગુરૂ જપતપની પુજા કરાએ,
તે ત્યાં એણીપેરે પુન ફળશે કાંઇ તેનું વિઘન નહિ થાએ. ૬૨૨
જે કોઇ આજ કલીમાં દાન પુન બ્રાહ્મણ જોગી જંગમને દેહે.
અને સેવડા સંન્યાસીની સોફી માગી લેહે. ૬૨૩
એ છ દરશનનો ગુરૂને ધરમ આવીને જમાડે જઇ,
તેને આ ગુરૂ ઇઆંનું ઇંઆ સો ઘણું પાછું આલે સહી. ૬૨૪
તે આ દુનિઆ લોક ઇઆંની કમાઇ સર્વે ઇઆ ખાઇ રહ્યા,
તે લોક મુનિવરની વર વેળાએ સહી પાછા ઠાલા ગયા. ૬૨૫
જે કોઇ આજ કલજાુગમાં વિતી વાત જાણીને હૃદયમાં ધરે, અને પાણી પત્થર પાખંડની પુજા જે કરે.
જે આ સતગુરૂ વિના ભુલી દુનિયા લોક.
ત્યાં રળવળી મરે અને તે સરવે, ફળની વેળા છાતીઓ ઉપર લઇને ફરે. ૬૨૭
જે કોઇ આજ જેવી મુનીવર પુજા કરે ભાઇ, તેને ત્યાં તેવો પસ્તાવો ધરે. ૬૨૮
ત્યાં વર વેળાએ શાહા અદલ કરસે જાણ
જેણે જેવી ઇંઆ પુજા કરે તેને તહાં તેવા ફળ આ ગુરૂ આલે નરવાણ. ૬૨૯
જે કોઇ ઇંઆ આવા ધરમ સતપંથ ધાએ, અને દસોંદ સુકરીત સતગુરૂ મુખે દીધી જાએ. ૬૩૦
જેણે ઇંઆ દશમો અવતાર ઓળખ્યો સતભાએ આજ,
એક ઇમાને પુજા સતગુરૂ નર જની પાએ. ૬૩૧
તે આજ કલી માંહા ધર્મ આ સતપંથ પાળે દુનિયા લોક.
જાણી કોએ અને તે તહાં પ્રાણી નીસ્ટે અમર હોએ. ૬૩૨
તે તહાં સવા લાખ વરસ લગી નવખંડમાં રખેસર લીલા કરે.
પછી વળી શાહોજી સૃષ્ટિ બાંધી સંઘારી કરે. ૬૩૩
જ્યારે સૃષ્ટિ સંઘારી શાહા જમીન પાટ ફેરાએ, ત્યારે નવ ધરણી ગાજી મેઘ મુસળ ધારા વરસાએ.
ત્યારે સુરવાઇલ ફિરસ્તો સુર દેશે જાએ, તહા સર્વે પ્રાણી ઉઠીને ઉભાં થાએ. ૬૩૫
જે મહાદનની હકીકતના પરછા જાણ, હવે તેનાં સુણો મુનીવર નરવાણ. ૬૩૬
ભાઇ મુનિવરને વઇકુંઠ દુનિયા દોજકમાં જાયે, ત્યાં આરબી રૂપે બેઠા નુર નકલંકી રાએ. ૬૩૭
ત્યાં આસમાન નવનેજાં ઉપર આવશે સુર, ભાઇ મુનીવરો એટલો ઉંચો રહેસે દુર. ૬૩૮
ત્યારે ધરતી ત્રાંબા વરણી થાશે સહી જાણ, ત્યાં સહસ્ત્ર કલા લઇને તપેસે રવી ભાણ. ૬૩૯
જ્યારે અગ્નિઝાળ પડશે ધરતી ઉપર આએ, ત્યાં સરવે ત્રાંબાવરણી જમીન થાએ. ૬૪૦

તે વેળાએ સતગુરૂ શાહોજી એમજ કરે, તહાં મેઘાડંબર છત્ર સાચાં મોમન શિરધરે. ૬૪૧
ત્યાં આરબી રૂપે શાહાનું સહી કરી જાણ, ત્યારે કેહની અરજ નહિ માને ફરમાન. ૬૪૨
ત્યાં એક સહસ્ત્ર મણની હેઠળ એરણ સહી જાણ, એક સહસ્ત્ર મણનો ઉપર ઘણ પ્રમાણ. ૬૪૩
આજ કલીમાં જે કોઇ મોમન થઇને કરીઆ બારમું ખાએ,
તે નહિ હાલ ગુજારે નહિ ગુરૂગતમાં જાએ. ૬૪૪
જે ઇંઆ ધાન સરવે અમથાં રહે, ત્યાં ધાન ધાવો તે ઉપર દેહે. ૬૪૫
ત્યાં તલતલના લેખાં શાહા પુછે વાત, પણ જેનો કાગળ હશે તેને દેસે હાથ ૬૪૬
જે આ દેહના અઉઠ કરોડી રૂમ રાએ તેનાં કર્તવ્ય જોએ.
તે તહાં ગુરૂ નર આગળ તેની ગવાઇ પુરે શોએ. ૬૪૭
તે સરવે અઉઠકરોડ રૂમ રાએ લોઢાના થાએ,
ત્યાં જીવ જુઠા બોલે તો પાછા ફરીને તેને ધાએ. ૬૪૮
ત્યાં જીવને ઉપર સુરજની અગન તળે ધરતીની ઝાળ,
તેને વેસે નેત્રે લોઇ અગ્નિની ધાર. ૬૪૯
જ્યારે ઉંધે મસ્તક જીવને અગન ધિકાયે, ત્યા માથેના ભેચા કાને નિસરી જાએ. ૬૫૦
ત્યાં રૂવે ગુનેહગાર બહુ કરશે શોરબકોર, જેણે ઇંઆ ગુના ગતમાં ચુકાવ્યા નહિ તે થાશે ચોર.
તે શાહા આરબી રૂપે નજર કરડી દેખાએ, તહાં ગુરૂબ્રહ્માની અરજ નહિ માને શાહાએ. ૬૫૨
ત્યાં નહિ વરખ નહિ વાશે વાંએ, ત્યારે નહિ અન્ન પાણી તેણે જો ઠાએ. ૬૫૩
ત્યાં માતા પિતા નહિ બેની ને વીર, તે આપે આપણા કરવત ભોગવે શરીર. ૬૫૪
ત્યાં રૂવે ગુનેહગાર બહુ બુમજ કરે, તેના મુખમાંથી અગ્નિઝાળ નિસરે. ૬૫૫
ત્યાં સ્ત્રી નહિ પુત્ર એકલા આપોઆપ, ત્યારે આપે આપણા કરવત ભોગવશે પાપ. ૬૫૬
ત્યાં અગ્નિ લોહા આકાશથી વરસે જાણ, ત્યારે તેનાં દાઝે કાયા ને પ્રાણ. ૬૫૭
ત્યાં દેહ જળી બળીને ખાકજ થઇ જાએ, ત્યારે દેહી બેઠી કરે પાવલ છાંટીને શાહે. ૬૫૮
જ્યારે એવા સોવાર એક દેહી ભાંગે ગળે નરવાણ,
ત્યારે સાહાની નજર આગળ તેનો એક ગુનો ઉતરે જાણ. ૬૫૯
એણી પેરે શાહોજી માહાદનમાં ગુના ઉતારે જીવાજન, તહાં પચાસ હજાર વરસનો થાશે એક દિન.
રાણી તહાં એવો સોર પડે તો કાંઇ કહ્યો નવ જાય, ત્યારે એમ દુઃખ ભોગવે જેમ વાઘે ઝાલી ગાય.
ત્યાં એકેકા જીવના એવા હિસાબ મહાદનમાં થાએ,
ત્યારે સાચા મોમન તે મનવેગે પ્રલગાં ઉતરી જાએ. ૬૬૨
જ્યાં ગુનેહગાર જીવને માર પડશે સહી, ત્યાં દેવ લોકો એકઠાં મળશે જઇ. ૬૬૩
જે ઇંઆ સતપંથ સેવી નીતનીત પાવળ પીએસોએ, ભાઇ તેને તહાં માર ના દેવે કોએ. ૬૬૪
જે ઇંઆ પાવળ પીએ ને ગફલતે રહે, તેને ઘણનો માર તે ફિરસ્તો જીબ્રાઇલ દેહે. ૬૬૫
જે નુરશાહ પરછા વલીજીના જાણ, હવે સુણો મુનીવર તેહના નરવાણ. ૬૬૬

ત્યારે શાહાને જમણે પાસેથી તપસીનુર સાવલીજી ઉઠ્યા જોએ,
તહાં ગુરૂ મુરીદ પોતાના છોડાવા સોએ. ૬૬૭
ત્યાં ગુરૂ મુરીદ પોતાના છોડવા પોતાના ખાસ, તેને બાહેર ઝાલીને લઇ ગયા શાજોજીને પાસ.
હવે મેદી સાહેબ એ જીવના ગુના બકસો જોએ, એવી એણે આશા કરી છે આપણી આએ. ૬૬૯
શાહોજી એમણે મોટી આશા કીધી છે અમર તણી, તે અંધ થયા પણ આવીને દાનવ લાગા આપણી.
હવે તમે મેર શીશી અરચંદ બાવા તે, આવી પોતા આજ જુગ છે છેલ્લી સંગ. ૬૭૧
એ નુરશાહવલજી ઇસ ઉપર મેર કીજે કીસ ભાત, તમે સુણોને ગુરૂજી કહુ ઇસ મોમનકી બાત.
એ જીવે ગત ગંગામાં આવીને સાંભળ્યા નહિ વેદ સફાત, જેણે જકર બંદગી કીધી નહિ રાત.
નુરશાહાવલીજી એ જીવતો ચાર જુગમાં ભાગતો ફરતો અપાર, આજ શરણે તમારી આવ્યા ગમાર.
હવે નુરશાહવલીજી શરમ તમારી રાખુ સતસાર, ગુરૂજી નહિ કાયા સજીવકુ લહુ દેતા માર. ૬૭૫
બાવા આજ શરમ અમારી રાખવી જોએ, સાહેબ સદા તમે મેરવાન હોયે. ૬૭૬
બાવા જો આપ મારણે પુત્રકું આએ, તો પીછે બેટા કીસી કે શરણે જાએ. ૬૭૭
સુણો સાહેબ પાંચ પુત્ર એક બાપાના હોએ, બાવા ઉસમે પાંચ સરખા નહિ કોએ. ૬૭૮
ઉસ બાવા બેટાકું પાળવો સકર કર મોટાની પાએ, બાવા ઉસમે એક દો ગાફલ થાએ. ૬૭૯
હાંરે સાહોજી એ બેટા ભલાબુરા તે બાપકા કહેવાએ, અને શોહી બાપકું શરમજ આએ. ૬૮૦
તે શાહે મોમન બાલક આપણા કહેવાએ, બાવા સો કેમ હવે દોજક જાએ. ૬૮૧
એતો નુરશાહવલીજી તમે સાચી વાતજ કહી, પણ ગુરૂજી એકવાત હમારી સુણજો સહી. ૬૮૨
અમે જગમાં ભેજ્યા તમકું બહુ દીધી બડાઇ, ગુરુજી તમે તબ ઉસકું કહું ન કાંએ ત્યાંય. ૬૮૩
સુણો શાહોજી ઉંચે માળે અમે ચડ્યા, વારોવાર, બાવા ઉસ મોમનકું જગોજગ કર્યા પોકાર. ૬૮૪
ભાઇ મુનીવરો આગળ મહાદન આવશે ખાંડારે ધાર, તહાં માથે પડશે તમારે પણને માર. ૬૮૫
ભાઇ મુનીવરો એવી માર પડે છે મહાદન વેળા માંહે,
આજ તમે દુનિયા દેખી મત ભુલો અહાં. ૬૮૬
ભાઇ તહાં આર જબ મેહેર નહિ માને મોજ, અને જબ આવે કીયામત રોજ. ૬૮૭
સુણો શાહોજી તબ એસી મોમનકું કહ્યા પ્રકાશ, બાવા તો પણ ગાફલ રહ્યા નરાસ ૬૮૮
પણ એ મોમન આશા કરી છે આપણા ગુરુનર તણી,
હવે તે કેમ નરાશ જાએ હો ત્રીભુવનના ધણી. ૬૮૯
તબ દો કર જોડી નુરશાહ વલજી વીનવે. ઉમતને કાજ તમે વિનંતી શુણો મહારાજ ૬૯૦
એ સવેનું કુછ મોમન ગત આપણી કહેવાયે આજ, હવે રાખો બાવા નુરશાહાકી લાજ. ૬૯૧
સુણો નુરશાહા વલીજી તમે જે બક્ષો તે અમે બક્ષ્યા હોયે.
ગુરૂજી હમતમ આખર નહિ કુછ દોએ. ૬૯૨
એ ગુરૂનર આખર એક કહેવાયે, હવે જે સતગુરૂજી કરે તે થાએ. ૬૯૩
જ્યારે શાહોજીએ નુરશાહા વલીજીકું એસા કહ્યા જાણ,

